ૐ

# પુનર્જીવન

અનુલેખક:—

કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ,

ઉત્તરસંડ

પ્રકાશક:—

આમીન એન્ડ કંપની

સિનોર—વડોદરા



મુદ્રક:—

પરમાનંદ ખંડુભાઈ દેસાઈ

'નવયુગ' મુદ્રણાલય લીમડાચોક-સુરત

પ્રથમાવૃત્તિ] [પ્રત ૧૦૦૦

સંવત ૧૯૯૦] [સન ૧૯૩૪

કિંમત રૂ. ૧-૦-૦

# આમુખ

ભારતવર્ષના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે અંકિત થયેલું ૧૯૨૧નું બીરદાળુ વર્ષ કલ્પનામા ખડું કરો ! ભૂત અને વર્તમાનના સીમાડા ઉપર ઉભેલું ચિત્રપટ દૃષ્ટિ સન્મુખ થતાંજ 'પુનર્જીવન'નું વસ્તુ તમારી આગળ ખડું રહેશે. સેંકડો વર્ષોથી પરવશ પડેલી પ્રજામાં આળસ અને પ્રમાદના અતૂટ પડો ચઢેલાં હતાં. કુંભકર્ણની ગાઢ નિદ્રામાં આખુંએ ભારત સુષુપ્ત અને ભાનવિહિન ઘેરતું પડયું હતું. સ્વાતંત્ર્યના અમૃતરસ ચાખવાનું ભારતના લલાટમાં લખાયુંજ ન હોય એવી એવી સામાન્ય જનમાનતા થઇ પડી હતી. જનતામાંથી આત્મબળનાં ઓધ ઓસરી ગયાં હતાં, શ્રદ્ધાનાં નીર ખૂટી ગયાં હતાં, આશાનાં રહ્યાં સહ્યાં કિરણો લોપાતાં હતાં. સ્વધર્મ અને સ્વસંસ્કૃતિને ભૂલી પરધર્મ અને પર સંસ્કૃતિનાં ભભક ભર્યાં મોહક અંજનો અંજાતાં હતાં પણ હિંદના પ્રાચીન ઋષિ મુનિઓનો અને કવિકોવિદોની ભીષણ તપશ્ચર્યા હજી તપતી હતી, એનાં પૂર્વના પૂણ્ય હજી અણખૂટયાં હતાં. એના રસાળ આંગણે મહાત્માજી અવતર્યા, અને એમની હાકલ દિશ દિશામાં ગાજી. ૧૯૨૧નું એ નવલું પ્રભાત હતું. ઉષાનાં અમી ચુંબનોથી હિંદની જનતા જાગૃત બની અને પછી તો મદભર વહતી સરિતાના પૂર જેવાં સ્વાતંત્ર્યના પૂર દેશને ખૂણે ખૂણે ફરી વળ્યાં. સામરનાં ઘેર અને ગંભીર ગર્જના સમા સ્વમાન અને સ્વદેશના નાદ એ દિશામાં ઉઠયા, રણચંડીના નાદવાદનની નોબત ઘેર ઘેર ગાજી. બલિદાનનાં પર્વ મંડાયાં, આત્મસમર્પણની વેદીઓ પ્રજળી,

આખાએ દેશમાં સ્વદેશીનો સમુદ્ર ઉછળ્યો, ચરખાનાં કર્ણપ્રિય ગુંજન ફરી સંભળાવવા લાગ્યાં. ધુંદાયલા અને દબાયલા દીન માનવોને સંસ્કૃત અને સમાન બનાવવાના પ્રયત્નો શરૂ થયા. સત્યાગ્રહના વજ્ર

પિંજરા તોડી ભારતના ભાવિ સ્વપ્નો કલ્લોલ કરવા લાગ્યા, હિંદ મૈયાની આઝાદીની જયગાથાનાં રસગાનનાં ઘોષ ઉઠયા.

દેવના સ્વરૂપમાં છુપાયલા શયતાન જેવા સુધારાના ટુકડાઓનો પ્રજાએ એકે મતે બહિષ્કાર પોકાર્યો, અદાલતો ખાલી થઇ, લવાદો સ્થપાયા.

આ વખતે જે હજારો અને લાખો ભારતવાસીઓએ પોતાના આભૂષણો બાપુને ચરણે ધર્યાં, પોતાના ઇલ્કાબો, મોટમોટા પગારો, નોકરીઓ વગેરે દેશને કાજે જતાં કર્યા, કેટલાએ અમીરના ફકીર બન્યા, ગગનચુંબી પ્રાસાદોમાં રહેનાર એક સાદી ઝુંપડીમાં નિવાસ કરવા લાગ્યા. મોટર વગર કદીએ ન ફરનાર ઉઘાડે પગે અને વગર વાહને ધખધખતા તાપમાં અને વરસાદની ઝડીઓમાં ગામડે ગામડે અને ઝુંપડે ઝુંપડે દેશની આઝાદીને ખાતર રખડવા લાગ્યા, કુંટુંબની જરૂરીયાતો કે પોતાની સ્થિતિ તરફ ન જોતાં હજારો માણસોએ જે ત્યાગ અને બલિદાનની અખંડ પરંપરા આખા દેશભરમાં કરી મૂકી એની ઝાંખી તમને આ પુસ્તકમાં થશે. એ વખતે દેશમાં પ્રકટેલા નવજીવનને કાયાપલટ કહીએ તોયે ચાલે. કાર્યકર્તાએ આ પુસ્તકને ' પુર્નજીવન ' યોગ્યજ નામ આપ્યું છે, પુસ્તક ' હિંદી ' માંથી અનુવાદ છે. પરંતુ કેટલોક ફેરફાર પણ એમાં કરેલો છે અને ભાષા તથા શૈલી એટલી સરળ છે કે અનુવાદ કરતાં એ સ્વતંત્ર કૃતિજ હોય એમ વધારે લાગે છે. શ્રી. કુબેરભાઇએ આ સફળ પ્રયાસ કરી ગુજરાતની આલમને આ રસાસ્વાદ કરાવ્યો એ માટે એમને ધન્યવાદ ઘટે છે. ગુજરાતની ગરવી પ્રજા, પોતાના નેતૃત્વ નીચે શરૂ થએલી એ ' પુનર્જીવન ' ની લડતનો ઇતિહાસ વાંચી કૃતાર્થ થાય, જીવનમાં એ સ્વાતંત્ર્યની ભાવના પ્રકટાવે અને ગુજરાતની કીર્તિને દીપાવે એજ પ્રાર્થના.

કુંવરજી વિઠ્ઠલભાઇ



શ્રીમાન્ શેઠશ્રી આહમદભાઈ જમાલ.
મોમ્બાસા નિવાસી.

# અર્પણ પત્રિકા

જેની વાણીમાં મિઠાશ છે, જેની આંખમાં અમી છે, જેને ગુસ્સો શું તે ખબર નથી, જે મરતાને યે મેર કહે તેમ નથી, જે ઐરાવત હાથીની માફક અનેક સંસ્થાઓના મુખ્યાધિષ્ઠાતા હોવા છતાં જરાએ ઉણપ આવવા દેતા નથી, જે વહેપારમાં, કેળવણીમાં, દેશ કાર્યમાં એક સરખો ભાગ ભજવે છે, જેની ભલમનસાઈ અને નમ્રતાની, જે ગોરાઓ સામે તે ઝૂંબેશ ઉઠાવી રહ્યા છે, તેયે મુક્તકંઠે તારીફ કરે છે, મારા જેવા સામાન્ય મનુષ્ય તરફ જે હંમેશ મિત્રભાવે નિહાળી રહ્યા છે, એવા અનેક ગુણોયુકત મોમ્બાસા નિવાસી પ્રજાપ્રિય શ્રીમાન શેઠશ્રી આહમદભાઈ જમાલને આ લઘુ પુસ્તક સાદર અર્પણ કરૂં છું.

લી.

આપનો કૃપાકાંક્ષી

કુબેરભાઈ ઝવેરભાઈ પટેલ,

# પુનર્જીવન

(૧)

"આખો દેશ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યો છે; જનરલ ડાયરના રાક્ષસી હુકમના પરિણામે ઉદ્ભવેલી મશીનગનોની ગર્જના આજે પણ ભારતનાં બાળકોને ચમકાવી રહેલી જણાય છે. સાપની માફક પેટે ચાલવાની ભારત સંતાનોને પાડવામાં આવેલી ફરજનું દૃશ્ય અત્યારે પણ આંખો આગળ તરવરી રહેલું જણાય છે. આવોજ અન્ય કોઇ ભયભીત બનાવ ઉપસ્થિત થવાની, માર્શલ લૉ (લશ્કરી કાયદા) અમલમાં મુકાવાની, ફરીથી પેટે ચાલવાની ફરજ પડવાની, નગ્ન શરીરે ફટકા ખાવાની, મા-દિકરી-બ્હેનોના શિયળ લૂંટાવાની, મધ્યાન્હ સમયે ખરા તાપમાં ઉઘાડે પગે ચાલી યુનીઅન જેકને સલામ ભરવાની ફરજ પડવાની ધાસ્તી હૃદયમાં પળે પળે ઉપસ્થિત થયા કરે છે."

"વ્હાલી ! ભારતની આજે આવી કફોડી સ્થિતિ છે. જયાં જોઇએ છીએ ત્યાં અશાન્તિમય અગ્નિ ભભૂકી રહ્યો છે. છતાં કોણ જાણે તું કેવી છે કે તને એશ-આરામ અને મોજ-શોખ સિવાય અન્ય કાંઇ સુઝતું નથી? હું હમેશાં મોટી મોટી સભાઓમાં હાજરી આપું છું, દેશને સ્વતંત્ર બનાવવા ભાષણો આપું છું, સ્વદેશ પ્રેમ અને સ્વાર્થ-ત્યાગની વાતો સંભળાવું છું અને મનમાં ત્યાંથી પાછો ફર્યા પછી મનસુબા ઘડું છું કે, વિદેશી ચીજોનો ઉપભોગ બંધ કરીશ, સઘળાં વિદેશી વસ્ત્રો ગરીબોને વહેંચી દઇશ.

અને વિલાયતી ફરનીચર વેચી સાટી ઉપજેલાં નાણાં સાધન રાંકના મનુષ્યોને સાધનભૂત કરવામાં રોકીશ, સ્વાર્થત્યાગની મૂર્તિ બનીશ અને સમાજને કર્તવ્યપરાયણ થઇ સમજાવીશ કે આનું નામ સ્વાર્થત્યાગ!"

સુશીલા પોતાનું હાસ્ય રોકી શકી નહિ. તે ખડખડ હસી પડી અને બોલી—"ઠીક!"

જાણે મૌકિતક માલામાંથી એક મૌકિતક નીકળી પડયું હોયની તેમ 'ઠીક' શબ્દ સાંભળતાં વારજ રામનારાયણનો આવેશ શમી ગયો. તેના જુસ્સાનું પૂર ઉતરી ગયું. તૃષિત નયનોએ તેણે સુશીલા તરફ જોયું. તેમાં મદનો કોઇ અનેરો ભાવ રહેલો જણાયો. રામનારાયણે અપ્રતિહત ભાવથી કહ્યું; "બસ અહીંજ બધું ધૂળમાં મળી જાય છે! એ એકજ ચોટથી, એકજ દૃષ્ટિ પ્રહારથી, એકજ હાસ્યથી મહાકષ્ટે ચણાનો મનસુબો ધરરભૂસ તૂટી પડે છે. અહાહા, જો તારા હૃદયમાં, તારા મુલાયમ ચિત્તમાં મારા જેવાજ ભાવનો નિવાસ હોત તો એવું કયું કાર્ય છે કે જે હું ન કરી શકયો હોત? અહાહા! મેં શું શું કરી નાખ્યું હોત? કંઇ કલ્પના થાય છે?"

(૨)

પ્રભાતમાં વહેલા ઉઠી નિત્યકર્મથી પરવારી હિન્દુઓ પરમાત્માની ભકિત કરતા, મુસલમાનો નિયમીત નમાજ પડતા અને જૈનો સામાયિક પ્રતિક્રમણમાં લીન થતા તે કાળ હવે વીતી ગયો છે. હવે તે જમાનો વહી ગયો છે. આ નવયુગ છે. હિન્દુઓની સંધ્યા-ગાયત્રી, મુસલમાનોની નમાજ, જૈનોનું સામાયિક-પ્રતિક્રમણ એ સર્વે ચહાના પ્યાલા, બીડી અને સમાચાર પત્રમાં આવી વસ્યાં છે.

રામનારાયણ ચહા પી આરામ ખુરશી ઉપર પડ્યો પડ્યો સીગારેટ ફુંકતો એન્જીનની માફક ધુમાડાના ગોટે ગોટા કાઢતો હતો. સુશીલા ચહાનો પ્યાલો હાથમાં પકડી ફુંક મારતી મારતી એક એક ઘુંટડો ગળે ઉતારતી જતી હતી એટલામાં નોકરે આવી ટેબલ પર 'નવજીવન' મૂક્યું.

રામનારાયણ અને સુશીલાએ એકી વખતે સીગારેટ અને ચહાનો પ્યાલો એક બાજુએ મૂકી નવજીવન લેવાને હાથ લંબાવ્યો. બન્નેના હસ્ત એકી સાથે તેના પર પડ્યા. નવજીવન લેવાને ખેંચાખેંચી થઇ. સુશીલા જીતી. હારીને રામનારાયણે સીગારેટ ઉંચકી લઇ પીતાં પીતાં કહ્યું; "ઠીક, ચાલ તુંજ વાંચી સંભળાવ. છે કંઇ નવીન સમાચાર ?"

હોદ્દરથી પાનાં ફાડતી સુશીલા બોલી "શું કંઇ પગાર આપો છો?"

રામનારાયણે હંસતે જવાબ દીધો; "વાંચી તો સંભળાવ ! નોકરી કર્યા સિવાય પગાર શો ? ચાલો, આજથી પગાર ચુકવવામાં આવશે."

"સુરતમાં ગાંધીજી"એ શિર્ષક વાંચી સુશીલાએ રામનારાયણ તરફ મતભરી દૃષ્ટિ કરી સ્મિત ફરકાવ્યું અને લજ્જાયુકત સ્વરે કહ્યું; "ફરી તો નહિ જાઓને ?" રામનારાયણે ઉલ્લાસપૂર્ણ સ્વરે અભિનય પૂર્વક કહ્યું; "સ્ટેમ્પ ઉપર લખી આપું ? તેમ ન ફાવે તો હમણાંજ રોકડા આપી દઉં ?"

સુશીલા હાથ લંબાવતાં બોલી, "નહિ. હું કયાં ઉપાધિ વ્હોરૂં ? તમારીજ પાસે રાખો. પ્રથમ નોકરી તો બજાવવા દો ! ધ્યાન દઇ સાંભળજો " હજુતો સુશીલા ત્રણ લીટી પણ વાંચી રહી ન હતી તેટલામાં તેની ચંચળ દૃષ્ટિ મોટા અક્ષરમાં છપાયલા

'હું **સલ્તનતની** ઉજડ ખાડવા ઇચ્છું છું' એ વાક્ય પર પડી. સુશીલા આ વાક્ય વાંચીને ચમકી અને બોલી ઉઠી; "જુઓ તો ખરા ! આજકાલ ગાંધીજીના શબ્દો, મનોભાવ અને કાર્યને કોઇ જાતનો પ્રત્યવાય રહેલો જણાતો નથી. કોણ જાણે કયે વખતે શું બોલશે તે કહી શકાતું જ નથી. મને તો લાગે છે કે એ મોટા ઘરની હવા ખાવાના પ્રસંગ માટે તલપી રહ્યા છે."

"હાં ! હાં ! શું કહે છે ?" એમ કહી રામનારાયણ આરામ ખુરશીમાંથી બેઠો થયો અને ટેબલપર કોણી ટેકવી ટટાર બની નવજીવન પર દૃષ્ટિ ફેરવવા લાગ્યો.

મોટા અક્ષરોમાં છાપેલું વાક્ય બતાવતાં સુશીલા બોલી "જો મહાત્માજી આમજ બોલશે તો ગાડું આગળ કેમ કરી ધપશે ? મહાત્માજીને સરકાર પકડશે, જેલખાનામાં જકડશે અને અનેક વિધ કષ્ટ આપશે. જલિયાંવાલા બાગનો હત્યાકાંડ પુનઃ કોઇ સ્થળે ઉપસ્થિત થયો તો ? કારણ કે મહાત્માજીને પકડવામાં આવે તો લોકો કોઈ પણ પ્રકારે શાન્ત જાળવી શકે એ સંભવિત નથી."

જો કે સુશીલા દેશના વર્તમાન આંદોલન પ્રવાહમાં રસ લેતી ન હતી; પોતાના આનંદ ઉપભોગમાં જ મગ્ન રહેતી હતી; પણ મહાત્માજી પ્રત્યે તેની અટલ શ્રદ્ધા હતી. તે મહાત્માજીને એક પૂર્ણ યોગી, મહાન ત્યાગી, ઉગ્ર તપસ્વી અને ખરા દેશભક્ત તરીકે માને છે. તેની અનન્ય માન્યતા છે કે ભારતના ઉદ્ધારાર્થે પરમાત્માએ મહાત્માજીને મોકલેલા હોઇ તે એક ઇશ્વરી પુરૂષ છે. આવા પ્રકારના તેના ઉચ્ચ વિચારો હોવાને લીધે, રખેને મહાત્માજીને વિટંબણાઓ આવી પડે એવા ભયથી તેનું શરીર કંપી ઉઠ્યું.

રામનારાયણ બોલ્યો; "જો ગાંધીજીને પકડવામાં આવશે તો લોહીની નીકો વહેશે. કોણ જાણે ગાંધીજીને આ શું સુઝ્યુ છે. ચળવળ કરવી જોઇએ પણ કાયદાની હદમાં રહીનેજ. ભાષણ આપવાં જોઇએ પણ મનનો વેગ કાબુમાં રાખીનેજ. અમે મોડરેટો પણ તેવુંજ ઇચ્છીએ છીએ, પણ મહાત્માજીએ તો પોતાનો ઘોડો પૂર જોસમાં છોડી મુકયો છે. ભય રહે છે કે ન કરે નારાયણ ને ઘોડો આગળ જતાં અથડાય અને પોતાનો અને પોતાના સ્વારનો અંત લાવે તો શી દશા થાય ?"

સુશીલાએ નાખુશી દર્શાવતાં ઉત્તેજીત બની કહ્યું; "છટ્ છટ્, કંઇ વિચાર કરો ! એવા અશુભ શબ્દો જીભપર ન આવવા દો ! મહાત્માજી સંયમ ગુમાવીને એક પણ શબ્દ ન જ ઉચ્ચારે ! પણ હાં, તમે કહો છો કે, અમે મોડરેટો પણ તેવુંજ ઇચ્છીએ છીએ એ જો સત્યજ હોય તો તમે લોકો દગાખોર છો. સરકાર અને જન્મ ભૂમિ બેઉને દગો દેનારા છો !"

રામનારાયણ ગંભીરતાપૂર્વક બોલ્યો; "સુશીલા! એ દગો નથી. એ તો રાજનીતિ છે. કાર્ય કરવાનું, પણ તે શીર સાચવીનેજ કરવું જોઇએ. યુદ્ધ કરવું, પણ માથું સંભાળીનેજ. સંસારમાં જીંદગી છે તો સર્વ કાંઇ છે. જો અમારી હયાતી ના હોય, અગર અમને જેલખાનામાં પૂરવામાં આવે, તે:ર બાદ ભારતને સ્વરાજ્ય મળે, તો તે સ્વરાજ્યથી અમને શો ફાયદો? અત્યારે હું કાઉન્સીલનો મેમ્બર છું, રાવ બહાદુરની ઉપાધીવાળો છું,ધન પણ પુષ્કળ છે, અને દેશમાં પ્રખ્યાતીમાં આવેલો છું. બન્ને પક્ષ તરફથી મારૂં માન સચવાય છે. જો હું ગાંધીજીને પગલે ચાલું, તો ખરાબખસ્ત થઇ જાઉં, તે સમજે છે?"

સુશીલાએ મેં હાવકું રાખી કહ્યું, "તમે સ્વાર્થી છો. બલિદાન, સ્વાર્થત્યાગ, વગેરે વાતો કેવળ સમાજને છેતરવા માટે કહો છો. હું તો દેશનો સાચો નેતા અગર મહાત્મા તેનેજ કહું છું—માનું છું, કે જે પોતાના હૃદયને છેતર્યા સિવાય પોતાને અને પારકાને સિધ્ધે રસ્તે દોરવાને પોતેજ પોતાના સત્ય વિચારો આચરણમાં મૂકે છે.

मनस्येकं वचस्येकं कार्यमेकं हि महात्मनाम् ।

ગાંધીજીનું નામ 'મહાત્મા' સર્વથા સાર્થક છે. ગાંધીજી સ્વાર્થ-ત્યાગની જ્વલંત મૂર્તિ છે. સત્યની સાક્ષાત પ્રતિમા છે, અને આત્મ-ત્યાગના એક અનુપમ દૃષ્ટાંત રૂપ છે.

આજ સમયે રસ્તા પરથી આદેશાત્મક મધુર સ્વર કાન પર અથડાયો:—

'હૃદય તૂ કહના મેરા માન!

ક્યા જીના હૈ નિજ હિત જીના—શૂકર શ્વાન સમાન?
કર પાવે યદિ કુછ સ્વદેશ-હિત તો તૂ હૈ શ્રીમાન્!!

હૃદય તૂ કહના મેરા માન!'

સુશીલા ચમકી ઉઠી, ઉભી થઇ, અને સાંભળો, સાંભળો, એમ રામનારાયણને કહેતી કહેતી બારી તરફ દોડી. ત્યાં જઇ બારીમાંથી ડોકીઉં કરી રસ્તા પર જોયું, તો શુદ્ધ પવિત્ર ખાદીના પોષાકમાં શણગારાયલા ચાર વિદ્યાર્થીઓ ઉપરનું ગીત ગાતા ગાતા ત્યાંથી પસાર થતા જોવામાં આવ્યા. તેમના શુદ્ધ અંતઃકરણમાંથી નીકળતો પવિત્ર ધ્વનિ આખા રસ્તાને શાન્ત બનાવી રહ્યો છે. સ્ત્રી પુરૂષો પોતાનાં ઘરોની બારીઓમાંથી ડોકીઆં કરી આ વિદ્યાર્થીઓનું ગીત ભાવ-પૂર્વક સાંભળી રહ્યાં છે.

વિદ્યાર્થીઓ ભજન ગાતા ત્યાંથી ચાલ્યા ગયા, અને દેખાતા બંધ પડયા. લોકો પોતપોતાનાં મકાનોમાં ગયાં, પણ સુશીલા તો હજી બારીમાંથી ડોકીયું કરી, રસ્તામાં તાકી તાકીને જોતીજ ઉભી રહી. તે ઇચ્છતી હતી કે તે વિદ્યાર્થીઓ ફરીથી એ રસ્તે આવી મીઠું સ્વદેશ ગીત ફરીથી ગાઇ સંભળાવે ! પણ તેની તે ઇચ્છા પરિપૂર્ણ થઇ નહિ. સુશીલા નિઃશ્વાસ છોડતાં બોલી "ધન્ય છે તે માતાઓને કે જેમની કુખે આવાં રત્નો પાકયાં છે. ધન્ય છે તે માતાઓને કે જેમનાં સંતાનો ગલીએ ગલીએ આથડી કુંભકરણની નિંદ્રામાં ઘોરતાં ભારત સંતાનોને કર્તવ્યનિષ્ઠ થવા પ્રેરે છે. જો મારો ઘનશ્યામ આવો હોત, દેશસેવામાં તત્પર થયો હોત તો મારી કૂખ પાવત્ર થાત અને મારૂં જીવન સફળ બન્યું હોત !"

(૩)

એક મોટા દિવાનખાનામાં સુશીલાનો પુત્ર ઘનશ્યામ બેઠો બેઠો વાંચતો હતો. ટેબલ ઉપર પુસ્તકોનો ઢગ કરેલો હતો. તે વખતે તે ઇતિહાસ વાંચતો હતો. વાંચતાં વાંચતાં ટેબલ પર હાથ ઠોકી બોલી ઉઠયો કે સત્ય છે. પ્રાચીન ભારત જંગલી અવસ્થા ભોગવતું હતું. તે વખતે સભ્યતાનો એક છાંટો પણ નહોતો. તે વખતના લોકો ગમાર હતા. દેવતાને અગ્નિદેવ, પાણીને જળદેવ, સૂરજના ગોળાને સૂર્યદેવ માની તેમની પૂજા કરતા એ શું ઓછું જંગલીપણું સૂચવે છે ? અંગ્રેજો ! આભાર માનો કે તેમણે આપણને સત્ય શીખવી લાયક બનાવ્યા છે. !"

આ હકીકત દિવાનખાનાના દ્વાર આગળ ઉભેલી સુશીલાએ સાંભળી પોતાનું કપાળ કુટયું અને મનમાં બોલી; "અરે ભગવાન ! આ શું બતાવી રહ્યા છો !" બીજીજ ક્ષણે તે દિવાનખાનામાં દાખલ

થઇ ટેબલ નજીક જઇ ઉભી રહી. માતુશ્રીને જોઇ ઘનશ્યામ બોલ્યો; "જોયું મા! આ પુસ્તકમાં ચોખ્ખું લખ્યું છે કે પ્રાચીન ભારત કેવળ જંગલી હતું. આજકાલ ગાંધીજી પણ તેવો સમય ફરીથી લાવવાને મથી રહ્યા છે."

સુશીલાએ સમજાવતાં ઘનશ્યામને કહ્યું કે "બેટા! નહિ, એ કથન અસત્ય છે. એઉક્તિ જૂઠાણાથી ભરપૂર છે. એમ લખવાનો ઉદ્દેશ જુદો છે. ભગવાન્ રામચંદ્ર, યોગેન્દ્ર શ્રીકૃષ્ણ, ગૌતમ બુદ્ધ, મહાવીર આદિ જેવા મહાન પુરૂષો જ્યાં પાકયા છે, વેદવ્યાસ, વશિષ્ઠ, વાલ્મીક જેવા ઋષી મુનીઓએ જે ભૂમિને દિપાવી છે, મહાસતી સીતા, દ્રૌપદી, કુન્તી, શૈવ્યા અને સાવિત્રી જેવી દેવીઓ જે દેશમાં જન્મી છે, યુધિષ્ઠિર અને હરિશ્ચંદ્ર જેવા સત્યવાન રાજાઓ જે દેશમાં ઉત્પન્ન થએલા છે, ભીષ્મ, અર્જુન, ભીમ જેવા વીર પુરૂષો જે દેશમાં પાકયા છે, તે દેશના, તે પવિત્ર ભૂમિના પ્રાચીન લોક કેવી રીતે જંગલી હોઇ શકે?" ઘનશ્યામની ઉમ્મર પંદર વર્ષની હતી. અત્યારે તે મેટ્રીકમાં અભ્યાસ કરતો હતો. તે બોલી ઉઠયો; માજી ત્યારે અમને નિશાળમાં શા માટે જૂઠી બાબતો શીખવવામાં આવતી હશે વારૂ?"

સુશીલાએ જવાબ આપ્યો કે, "તેનું પણ એક ખાસ કારણ છે. અત્યારે તો તે કારણ તું નહિ સમજી શકે. જો તો ખરો કે નવજીવનમાં શું લખ્યું છે? વાંચી તો જો!"

ઘનશ્યામ બોલ્યો "પિતાશ્રીએ નવજીવન વાંચવાની મનાઇ કરેલી છે. તેમણે મને કહ્યું છે કે નવજીવનમાં મનુષ્યોને ભ્રમમાં નાખે તેવી બાબતો લખવામાં આવે છે. મને તે વાંચવાની ઇચ્છા બહુજ છે પણ આજ્ઞા કેમ ઉલ્લંઘાય? જો તમારી રજા હોય તો વાંચી જોઉં."

સુશીલા કેટલોક સમય વિચાર કરતી ઉભી રહી. તેના મુખ ઉપર ચિંતાની છાયા પ્રસરી. તેણે વિચાર્યું કે નવજીવન વાંચવામાં શું ખરાબ છે? તેઓશ્રી એવા વિચારથી ઘનસ્યામને નવજીવન વાંચવાની મનાઇ કરતા હશે, કે તેમ કરવાથી ઘનશ્યામ કદાચ નિશાળે જતો બંધ પડે! તેવો પ્રસંગ બને, તોએ શું? એમાં શુ ખોટું છે? ભારત દેશના પ્રાચીન લોકો જંગલી હતા, એવું જે નિશાળોમાં વિદ્યાર્થીઓને શિખવવામાં આવે છે, તે નિશાળો આપણને શા કામની? પિતાનો પુત્ર પર હક હોય છે, ત્યારે શું માતાનો–કે જેણે નવ માસ પુત્રને ગર્ભમાં રાખ્યો–તેનો કંઈ પણ નહિ? નહિ. વાસ્તવમાં તેમ નથી. આજે લોકો દેશભક્તિ શું છે તે સમજતા થયા છે. માતાઓ પોતાના પુત્રોને ગાંધીજીના અનુયાયી બનવાની આજ્ઞા આપે છે. તો પછી ગાંધીજીના ઉપદેશોનું પઠન કરવામાં–મનન કરવામાં મારા પુત્રને શી હાની થવાની છે?' ઘનસ્યામે પૂછ્યું; 'માજી, હવે મને શી આજ્ઞા છે?' પ્રેમ વત્સલ સુશીલાએ તેના માથા પર હાથ મુકીને કહ્યું; 'બેટા, નવજીવન વાંચવાની તને છુટ છે. તે વાંચવાથી કોઇ પણ પ્રકારની હાનિ–નુકશાન તો છેજ નહિ.'

ઘનસ્યામે હાર્દિક ઉત્સાહથી નવજીવનમાંનું આખું ભાષણ વાંચ્યું, અને અભિમાનપૂર્ણ આંખથી માતુશ્રી તરફ જોઈ તે કહેવા લાગ્યો; 'માજી! હવેથ હું પણ તેવી નિશાળોમાં નહિ જાઉં. મારી નિશાળના ઘણા વિદ્યાર્થીઓએ નિશાળ છોડી દીધી છે. મારી પણ તેવી ઇચ્છા હતી, પણ બ્હીકને લીધે બોલી શકતો ન હતો.'

સુશીલા ગદ્દગદ્દ સ્વરે બોલી, કે 'ભલે બેટા! તેવી નિશાળમાં કદી પણ ન જઇશ.'

ઘનસ્યામે પૂછ્યું, "મારા પિતાશ્રી નારાજ થશે તો?"

સુશીલાઃ—હમણાંજ તું વાંચી ગયો ને ? પરમ ભકત પ્રહ્લાદે પોતાના પિતાની આજ્ઞાનું નમ્રતાપૂર્વક ઉલંઘન શું નહોતું કર્યું ? તારે પણ તેજ પ્રમાણે કરવું."

ઘનશ્યામઃ—"પણ પિતાશ્રી નારાજ થઇ-ગુસ્સે થઇ મને ગાડીમાં બ્હાર ફરવા નહિ જવા દે તો ? ક્રિકેટ, ફુટબોલ, ફોનોગ્રાફ વગેરે રમતનો મારો સરંજામ છીનવી લેશે તો ? મારી સાથે બોલશે નહિ તો પછી હું શું કરીશ ?

સુશીલાઃ—પ્રહ્લાદને તો તેના પિતાએ પર્વત ઉપરથી નીચે ફેંકી દીધો હતો, પ્રજળતી અગ્નિમાં હોમ્યો હતો, થાંભલે બાંધી તેનું માથું કાપી નાખવાની તૈયારી કરી હતી છતાં પણ પ્રહ્લાદ પોતાના ધર્મ પર અચળ રહ્યો હતો. તે તો દિનબન્ધુ પરમાત્માનું રટણ કરી રહ્યો હતો, જેથી તેનો એક વાળ સરખો કોઇ વાંકો કરી શકયું નહતું. સ્થંભ ફાટયો અને ભગવાન પ્રગટ થયા. પરમકૃપાળુ પ્રભુએ હિરણ્યકશ્યપને શિક્ષા કરી ધર્મપરાયણ પ્રહ્લાદને બચાવ્યો. તારૂં રક્ષણ પણ તે દયાળુ પરમાત્મા કરશેજ.

ઘનશ્યામ—શું મારા પિતાશ્રી સારાં સારાં કપડાંલત્તાં અને મોટર આપશે ખરા કે ?

સુશીલા—છટ ! ધર્મ આગળ કપડાં અને મોટર શા હિસાબમાં ?

ઘનશ્યામ—ત્યારે તો હું નહિ છોડું.

સુશીલાનું મોં ક્રોધથી, ગ્લાનિથી અને દુઃખથી લાલ થયું. તે બોલી; ત્યારે મારૂં કહેલું તારા હિસાબમાંજ નથી ને ! ઠીક ! હું પણ આજથી તારી સાથે નહિ બોલું." સુશીલાએ પોતાનું મ્હોં ફેરવ્યું અને ઘનશ્યામ ત્યાંથી ચુપચાપ ચાલી ગયો.

(૪)

પંદર દિવસ વીતી ગયા. સુશીલાના હૃદયમાં અગ્નિ બળતો હતો. તે ઉદ્‌ગાર કાઢતી કે "અરે ભગવાન ! મારાં કયાં પાપો ફરી વળ્યાં કે હું આવી સ્થિતિમાં આવી પડી ! ભારતને સ્વતંત્ર કરવાને તેના ખરા પુત્રોએ શાન્ત, સભ્ય, અને પવિત્ર યુદ્ધ આરંભ્યું, પણ તેમાં મારા પતિ અગર મારો પુત્ર જોડાયા નહિ ? હું કઇ બાબતનો ગર્વ કરૂં ? સમય એવો પણ હતો, કે જે સમયે ભારતરમણિઓ પોતાના પુત્રોને દેશપ્રેમનું બખ્તર પહેરાવી, અને પોતાના પ્રાણાધિક પતિઓને સતીત્વની ઢાલ આપી હસ્તે મ્હોંરે યુદ્ધમાં (કે જ્યાં મુડદાના ઢગ થતા હતા, અને લોહીની નદીઓ વહેતી હતી) મોકલતી, અને પોતાને ભાગ્યવતી માનતી.

આજનું યુદ્ધ તેવા પ્રકારનું નથી. આજે તો શાન્તિનું યુદ્ધ છે. ભારતમાં આજે જે લડાઇ જાગી છે, તેમાં કોઇને લાકડીનો માર મારવો પણ પાપ લેખવામાં આવે છે. તેવી લડાઇમાં મોકલવાને મારી પાસે કોઇ નથી. આથી તો હું વાંઝણી રહી હોત તો પણ સારૂં ! જો હું કુંવારી રહી હોત, તો પણ શું નુકશાન હતું ? આ લડાઇમાં જે સ્ત્રીઓના પતિ અને પુત્રો સામેલ થયા છે, તે ગર્વથી ફરે છે, અને હું ? મારે તો શરમને લીધે ભોંય ખોતરવી પડે છે. મારા શરીરના રોમરોમમાં અગ્નિ પ્રદિપ્ત થયા છે. હા ભગવાન ! મારી રક્ષા કરો, અને બચાવો. × × × × × ×

ઘનશ્યામ નિશાળેથી ઘેર આવે છે, મોટરમાંથી ઉતરી ઘરમાં પ્રવેશ કરે છે, પણ ત્યાં તેને પ્રેમપૂર્વક હૃદય સાથે કોઇ ચાંપતું નથી. તેના આનંદનો સર્વ સામાન પહેલાંની માફક તૈયાર છે, પણ તેથી તેને જોઇતો આનંદ મળતો નથી. તેના ચિત્તમાં લાગ્યા કરે છે, કે તેની

કોઇ અમુલ્ય ચીજ ખોવાઇ ગઇ છે, કે જે ચીજ તેની આમોદ પ્રમોદની સામગ્રીઓમાં રસ આપતી. તે જમવા બેસે છે, તો નોકર થાળી પિરસી દે છે, અને એક પથિક-મુસાફરની માફક તે ખાઇ લે છે. હવે તેને કોઇ કહેતું નથી, કે આ ચીજ લે, ફલાણી વસ્તુ લે, આટલી મિઠાઇ ખા. ભજીયાં સારાં થયાં છે, ધારીનો સ્વાદ ઓરજ છે! એ ન ભાવતું હોય, તો તું કહે તે બનાવડાવું!

ઘનશ્યામ! તેં એવી વસ્તુ ગુમાવી છે, કે જે આજ સંસારમાં શ્રેષ્ઠ છે, જેના પ્રકાશની સામે ચંદ્ર સુરજના પ્રકાશનું કાંઇ પણ મૂલ્ય નથી.

આજકાલ ધનશ્યામના હૃદયને સુખ નથી. માતાના અંતઃકરણને દુભવી જગતમાં કોણ સુખી થયું છે? તે આત્મગત વિચારવા લાગ્યો; હું નિશાળ છોડી, દેશ હિતના કાર્યમાં જોડાઉં તો માતા મારા પર પ્રસન્ન થાય ખરી? ત્યારે શું મારાં સુખ ભોગનાં સાધનોનો ત્યાગ કરું? શું પરદેશી મોહક પદાર્થોના સુખને વિસરી જાઉં! શું રેશમી વસ્ત્રો, આલ્પાકાના કોટ પાટલુન અને દૂધ મલાઇસમ ધોતીયાને દીવાસળી ચાંપી દઉં? ઘણા લોકોએ વિલાયતી કાપડની હોળીઓ કરી છે અને મહાત્માજીને કહે છે કે પરદેશી કાપડનો બહિષ્કાર કરો, ખાદીનો ઉપયોગ કરો! મારા અસહકારી મીત્રો ખાદી પહેરે છે ત્યારે હું શા માટે ખાદીનાં કપડાં પહેરતાં શરમાઉં શા માટે મારે એટલો ભોગ ન આપવો? બસ, હવે એજ મારો ધર્મ, અને એજ મારું કર્મ!"

આજે ઘનશ્યામ નિશાળે ગયો નહિ. તે પોતાના એક મિત્રની સાથે બજારમાં ગયો. અને ખાદી ખરીદ કરીને તેનાં કપડાં શીવડાવવા દરજીને ત્યાં નાંખી અસહકારી વિદ્યાથીઓના ટોળામાં ભળી ગયો. સાંજે

ઘેર ગયો અને ખાઇ પરવારી પોતાના સુવાના ઓરડામાં જઇ સુઇ રહ્યો. સુતાં સુતાં વિચાર કરવા લાગ્યો કે ખાદીનાં કપડાં પહેરી કાલે સાંજના માતાજી પાસે જઇશ જેથી ખરેખર બહુજ ખુશી થશે અને મારી ગુમ થયેલી વસ્તુ મને તુરત પાછી મળશે. માતાના પ્રેમ સિવાય માત્ર પંદરજ દિવસમાં મારી કેવી સ્થિતિ થઇ ગઇ!

પ્રભાત થયું. આજે સુશીલાના હૃદયને કોઇ પ્રેરતું હોય તેમ જણાયું કે "સુશીલા! હવે તું ચિંતા કર નહિ. તારો પુત્ર તારી આજ્ઞા પાળશે તને પ્રસન્ન કરવાને માટે તારો પુત્ર અસહકારી મંડળમાં ભળી ગયો છે અને તે દળનો સ્વયંસેવક બન્યો છે. ગર્વથી મસ્તક ઉન્નત કર અને પ્રેમથી પુત્રની સલાહકાર બન!"

આજે ખાદીનો પોષાક ધારણ કરી ઘનસ્યામ ખુબ આનંદ લે છે. પોતનો જુનો વિદેશી પોષાક તેણે એક ગરીબ છોકરાને આપી દીધો છે અને પોતાના અસહકારી મિત્રોની સાથે ગલીએ ગલીએ દેશ પ્રેમના ગીત ગાતો ફરીને તે આનંદમગ્ન બન્યો છે. અસ્તકાલ સમીપમાં આવ્યો. ભગવાન રશ્મિકાન્ત સ્વાધીનતાનું યુદ્ધ જોતાં જાણે થાકી ગયા હોય તેમ વિશ્રાંતિ લેવા પશ્ચિમ મહાસાગર તરફ પ્રયાણ કરી રહ્યા હતા. હવે પરિવર્તન થઇ ચુકયું. વિશ્રાંતિ લેવાને પશ્ચિમ તરફ જાયછે. સંસાર સૂર્યના પ્રખર તાપને બદલે ચંદ્રની હાસ્યમયી જ્યોત્સનાથી વ્યાપી ગયો. ઘેરે ઘેર દીપક પ્રકટવા લાગ્યા.

ઘડીઆળમાં ટન ટન કરતા આઠ ટકોરા વાગ્યા. સુશીલા અધીરી બની. હજુ સુધી ઘનસ્યામ કેમ આવ્યો નહિ? આજે તે નિશાળે પણ ગયો નથી, તેમ ફરવા પણ ગયો નથી, તો પછી તે કયાં ગયો હશે? તે બારણા વચ્ચે ઉભી ઉભી રસ્તા તરફ જોઇ રહી. રસ્તામાં

દૂરથી કોઈ આવતું નજરે પડતું, તો માની લેતી, કે મારો ઘનશ્યામ આવે છે. પણ તેની એવા પ્રકારની ભ્રાંતિ તરતજ દૂર થતી. તેનું ક્ષણિક આશ્વાસન વ્યાકુલતામાં પલટાઇ જતું.

ઘનશ્યામની ખોળ કરવાને જે નોકરો બહાર ગયા હતા, તે સર્વે પાછા આવ્યા. પણ કોઇએ તેને આશ્વાસન મળે એવા સમાચાર આપ્યા નહિ. ઘડીઆળનો કાંટો સાડા આઠ પર આવ્યો. સુશીલાનું હૃદય આપોઆપ શાંત બનતું ગયું. તેને તેનું અંતઃકરણ કહેવા લાગ્યું, કે ઘનશ્યામ આવે છે. એટલામાં સુશીલાના કાન પર રાષ્ટ્ર ગીતનો મધુર ધ્વની અથડાયો, અને થોડી વારમાં તો તે ગીત સ્પષ્ટ સમજાવા લાગ્યું.

"સહુ ચલો ચલો ભારત સંતાનો. દેવ દુંદુભી ગાજે,
દેશ–યજ્ઞ–બલિ કાજ ધસો, પળ છે અણમૂલી આજે.
નવયુગ આજ મંડાયો,
અમ હિન્દ આજ સધાયો,
ધ્વજ વિજયતણો ફરકાવો,
હર્ષાશ્રુ ગંગ વહાવો.
એ પુણ્યગંગ પુનિત ઉદકમાં જશે તણાયાં પાપો,
દૃઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી પોકારો હિન્દ હમારો.
વિનતિ કરી કરીને થાક્યા,
વ્યાખ્યાને મંડપ ગાજ્યા,
મહાસભા ભરી કંટાળ્યા,
બહુ પંચોથી પરવાર્યા,
ઢંઢેરા લાંબા સૂણ્યા,
કંઇ શબ્દછટાએ મોહ્યા,

ગર્જ્યાં પણ ના કદી વરસ્યા,
બહુ વરસે પારજ પામ્યા,
હવે હિન્દ સ્વાવલંબન પર છે મુસ્તાક હિમાલય જેવું,
દૃઢપ્રતિજ્ઞ થઇ કર્તવ્યરણાંગણ આપબળે ઝુઝનારૂં.
પૂર્વેના પાપો ધોશું,
કુરબાની કરી સોહીશું,
સહુ હિન્દી મળી જીતીશું,
સહુ હિન્દી સાથ મરીશું.
હવે ભેદનીતિના ભોગ થઇશું નહિ નહિ કો કાળે,
મરશું બન્ધુના હાથે પણ ના ત્રાહિત દોર જમાવે.
અહા પુનિત સંગમ આજે,
ત્રિવેણી પુણ્ય પ્રભાતે,
સહુ "वंदमातरम्" બોલો,
"अल्लाहु अकबर" બોલો,
"सत् श्री अकाल" બોલો,
જય ત્રિભુવનમાંહી ગજાવો.
છે જાન માલ કુરબાન અમારાં હિન્દ માતને ચરણે,
બસ કહેવું નથી, કરવાનું હાવે બન્ધનમુક્ત થાવાને,
નવયુવાન બન્ધુ ચાલો,
નિમંત્રણ માત સ્વિકારો,
શયતાની મહોબ્બત તોડો
બસ ગુલામી શિક્ષણ છોડો
ભીરૂતા ને મોહજ ટાળો
દળ રાષ્ટ્રતણું જ બહાવો,

રે ભાવિના સરદારો !
ના ના રે મુખ છુપાવો
હા ! આર્તનાદથી માત પુકારે દીન પ્રમાન વિચારો,
ચઢો રણે સો ધર્મયુધ્ધમાં હિન્દ હવે ઉદ્ધારો.
પંજાબ ખિલાફત દુઃખો,
ઘરઘરના આર્ત પુકારો,
શે ભૂલીએ કારીજખમો ?
વિણુ વાંકે વિંધ્યા સહસ્રો !
બન્ધુની રઝળી લાસો,
હજી મ્હાલે અહીં શયતાનો !
રે ! દુઃશાસન દુષ્કૃત્યો !
દ્રૌપદીનાં ખેંચ્યાં વસ્ત્રો !
ધોળે દી અત્યાચારો,
શું ભૂલશે પાંડવ વીરો ?
ઓ ભીમ ગર્જ બલ વીર્ય થકી નિરાંતે કયમ બેસાયે ?
શું દુઃશાસન લ્હેર કરે પાંચાલી છૂટા કેશે !
રે ! સર્પ સમાન ચલાવ્યા !
બાંધી બાંધી ફટકાવ્યા !
ધગતા અંગાર જલાવ્યા !
બંદીખાનાં ઉભરાવ્યાં !
તરીપાર કંઇને કીધા !
ચોરોએ શાહુ દંડયા !
વેચે શું ન્યાયે મોઘા ?
શું સ્વાદ પુરો નો ચાખ્યા ?

રે ભાગ ભરો કયમ પાપે ?
શયતાન તણા સરકારે ?
જીવતા પણ મુઆ ભુંડા
કાં નહિ કરવાં કેસરીયાં ?

ઓ! બુદ્ધિમાન ધારાશાસ્ત્રી મુત્સદ્દી પંડિતો જાગો,
કંઇ સમય વિચારો, સાર્થ કરો શકિત તમ સંધિ સાધો.

વાણિજ્યશૂર સંતાનો !
ઓ ! સાહસિક શ્રીમાનો !
ધનરાશિ યજ્ઞે ખડકો,
ભામાશા સ્થળસ્થળ પ્રકટો.

છો લક્ષ્મીપતિ, ના દાસ બનો, ગઇ મામ ફરીથી કરશો.
પણ દુર્લભ કેસરી પ્રતાપ જાતાં જુગજુગ રોતા રહેશો.

ઓ શૂરવીર સંતાનો !
ભડવીર ભલા ખેડુતો !
શ્રમજીવી બન્ધુ બ્હેનો !
બાંધી દો સેતુબંધો.
દુ:ખસાગર ઉતરી ચાલો,
રે ! માત સીતા છોડાવો:

રઘુવીર કરે ટંકાર સજી સામગ્રી સર્વે ચાલો,
ના સિદ્ધિ સાધનમાં પણ સત્ત્વે, રાવણને રગદોળો

નિજ ધર્મ સહુ વિચારો,
ત્રત ઐકય સ્વદેશી સાધો,
રે ! અધમ દ્વેષ ફિટકારો,
દીલ રાખો પ્રેમ ફુવારો;

બસ વિજય વિજય છે દૈવીયુદ્ધ–સચ્ચાઇ શાંતિનાં શસ્ત્રો
છે અભયદાન આત્માર્પણ એ જગસંજીવનના મંત્રો."

કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

આ મધુર ગીતમાં, તેના પવિત્ર ભાવમાં સુશીલા લીન બની ગઇ. પુત્ર ચિંતા, હાર્દિક ઉદ્વેગ ભૂલી ગઇ. ઉકત રાષ્ટ્રગીતનો મધૂર ધ્વનિ તેની રગેરગમાં જાદુઇ અસર કરી રહ્યો.

સુશીલાના મકાનના દરવાજા પાસે આવતાં વારજ અસહકારી સ્વયંસેવકોએ ગીત પુરૂં કર્યું. એક વખત મહાત્મા ગાંધીજીની જય બોલાઈ અને બીજી વાર વંદેમાતરમનો ધ્વનિ પોકરાયો. ઘનશ્યામ ત્યાંજ અટકયો અને બીજાઓ આગળ વિદાય થયા.

ઘનશ્યામ પોતાના ઘરમાં દાખલ થયો અને પોતાની માને આરામ ખુરશીમાં વિચારમગ્ન પડેલી જોઈ. તે તેની સામે ચૂપચાપ ઉભો રહ્યો. સુશીલાને ખબર નથી પડી કે તેની સામે કોણ ઉભેલું છે. તેણે નિઃશ્વાસ નાખ્યો અને બોલી "જો મારો પુત્ર આવો હોત તો? અહાહા!!" સુશીલાના હૃદયમાં દેશપ્રેમની પ્રચંડ અગ્નિનો આ નિશ્વાસ હતો. તેણે ઘનશ્યામનું હૃદય સચેત બનાવ્યું. તે હવે થોભી શકયો નહિ તે સુશીલાને પગે પડયો અને રોતાં રોતાં કહેવા લાગ્યો; કે "ક્ષમા કરો, માતુશ્રી! તમારો પુત્ર હવે દેશસેવાને માટે તૈયાર થયો છે." સુશીલા એકદમ ઉઠતાં બોલી કે "સત્ય છે? શું મારો પુત્ર દેશસેવક બન્યો છે? મારી કર્ણેન્દ્રિયમાં આવી અમૃતવાણી કોણે રેડી?"

આનંદ ઘેલી બની ગયેલી સુશીલા ઉઠી શકી નહિ તેમ ઘનશ્યામને એકદમ ઓળખી શકી નહિ. આંખો મળી અને ઘનશ્યામને ઓળખ્યો અને હર્ષભેર ઘનશ્યામને ઉઠાડવા લાગી, પણ ઘનશ્યામ ન ઉઠયો કે ન તેણે પગ છોડયા. રોતાં રોતાં તે બોલ્યો "માતુશ્રી! મને ક્ષમા કરો. મેં તમારા અંતઃકરણને ખૂબ દુખવ્યું છે. હવે પછી સદાને માટે તમારી આજ્ઞાને તાબે થઇશ."

સુશીલા આંસુ રોકી શકી નહિ. સત્તર દિવસથી રૂંધાયલો પ્રેમ પ્રસાદ આજે છુટ્યો. તેણે ઘનશ્યામને ઉઠાડી છાતી સરસો દબાવ્યો ઘનશ્યામનાં આંસુથી સુશીલાનો પાલવ ભીંજતો અને સુશીલાનાં પ્રેમાશ્રુથી ઘનશ્યામનું માથું અભિસક્ત થયું. ધન્ય સુશીલા ! ધન્ય ઘનશ્યામ !

સુશીલા ઘનશ્યામનાં આંસુ લુંછતાં બોલી "બેટા! મોં કેટલું બધું સુકાઇ ગયું છે? ઘનશ્યામ ફરીથી રોઇ પડયો અને બોલ્યો; "માજી ! તમે નારાજ થયાં. તમારા પ્રેમ સિવાય સુખ મને કયાં મળવાનું હતું વારૂં ? પેટ ભરીને ખાવાનું પણ ભાવતું ન હોતું અને નિશ્ચિંત ઉંઘ પણ નહોતી આવતી. સુખની જે ચીજો માટે તમારી આજ્ઞા પાળી ન હોતી તે ચીજોએ મને તલમાત્ર પણ સુખ આપ્યું નહિ. માતૃપ્રેમ સિવાય સંસારમાં કોઈ ચીજ ચઢતી નથી. માતૃપ્રેમ એક દૈવી વસ્તુ છે, જેથી તમારા પ્રેમને માટે સર્વ વસ્તુનો ત્યાગ કરીને હવે હું તમારી આજ્ઞાઓનો અમલ કરવા એકપગે ખડો થ I છું. હવે પછી તમને કોઇ દિવસ પણ નારાજ નહિ કરૂં!"

સુશીલા ફરીવાર આંસુ લુંછતાં બોલી કે "નહિ બેટા ! હું તારાથી કદી પણ નારાજ નહિ થાઉં. તેં આજે મારી કૂખ દિપાવી છે. માતાની સેવા કરવાનું વ્રત આદરી મને ધન્ય બનાવી છે. આવ બેટા ! આવ. આપણ બેઉ મળીને આપણી જનેતા ભારત માતાની આજ્ઞાઓ પાળીએ અને તેને સંકટમાંથી છોડાવવા પ્રયત્નશીલ બની આપણી આહુતિઓ આપીએ અને મહાત્મા ગાંધીજીની આજ્ઞાનુસાર વર્તન કરી આપણાં જીવન સફળ કરીએ. ગાઓ બેટા:—

"ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારને, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણ હમપર હૈ બહુત,
ઉસકે મિટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત કે દુઃખપ્રદ અવનતિપર ક્યોં ન અશ્રુ બહાવેંગે
ઉનકે હટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે,
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિ કે માર્ગમેં હમ કુછ કુછ કર જાયેંગે.
સંસાર કે ઉદ્ધાર હેતુ કૃષ્ણ જન્મે જેલમેં,
તો ફિર ભલા હમ ક્યોં ડરેગેં કુછ ન કુછ કર જાયેંગે.
ચાહે કિતને કષ્ટ હમકો ક્યોં ન હો ઉસકે લિયે,
સબ સહેંગે મર મિટેંગે કુછ ન કુછ કર જાયેંગે."

( ૫ )

રામનારાયણને ખબર પડી કે ઘનશ્યામે નિશાળ છોડી છે. તે રાતો પીળો થઇ ગયો. તેણે ઘનશ્યામને બોલાવ્યો અને ખુબ ધમકાવ્યો પણ ઘનશ્યામ એક શબ્દ પણ બોલ્યો નહિ. જ્યારે રામનારાયણ ઠંડો પડ્યો ત્યારે તે બોલ્યો "માતાજીની તેવી આજ્ઞા છે. ધર્મ પણ તેમજ શીખવે છે."

ક્રોધથી રામનારાયણે પગ પછાડ્યા ને ધ્રુરકવા લાગ્યો: "શું, ધર્મ એવું શીખવે છે કે પિતાની આજ્ઞા માનવી નહિ? પિતાની આજ્ઞા પાળવા ભીષ્મે યાવજ્જીવન બ્રહ્મચર્યવ્રત લીધું હતું. પિતાની આજ્ઞા માથે ચઢાવી રામચંદ્રજીએ ચૌદ વર્ષ સુધી વનવાસ સેવ્યો. આજે ધર્મને નામે તું પિતાની આજ્ઞાનું ઉલંઘન કરવા તૈયાર થયો છે!"

ધનસ્યામ ઉત્તર આપી શકયો નહિ. તે ગભરાઇ ગયો પણ સુશીલા આવી પહોંચી. તેણે તેનો ગભરાટ ટાળ્યો. તે બોલી; "પિતાની આજ્ઞા ખરી; પરંતુ પિતાના પણ પિતા, સમસ્ત સંસારના પિતા પરમાત્માની આજ્ઞા માનવી એ ધર્મ છે. તે પિતા નથી ચાહતો કે તેનાં સંતાનો અન્યાયી બને, તે નથી ઇચ્છતો કે તેનાં સંતાન ગુલામ બને! તે ઇચ્છે કે તેનાં સઘળાં સંતાન હળીમળીને રહે, પણ જો કોઇ સબળ કોઈ નિર્બળ ઉપર જુલ્મ ગુજારે તો તે વખતે તેને નિર્બળનો પક્ષ કરવો પડે છે. ધનસ્યામ અને હું તેની આજ્ઞાઓ પાળવાને તૈયાર થયેલાં છીએ. તેને આધારેજ અમે અમારી જીવનનૌકા તોફાની સંસારસાગરમાં ઝુકાવી છે અને અમને દઢ વિશ્વાસ છે કે તે દયાળુ અમને પાર ઉતારશેજ."

રામનારાયણ ગુસ્સો સમાવી બોલ્યો;

"સુશીલા! શું ગાંધીજી આવું શીખવે છે કે?" સુશીલાએ જવાબ આપ્યો, કે "ગાંધીજી નવીન શું શીખવે છે! પ્રહ્‌લાદનું દૃષ્ટાંત મોજુદ છે કે પિતાની આજ્ઞા ધર્મ વિરૂદ્ધ હોય તો તેનું પાલન નહિ કરવું."

રામનારાયણ બોલ્યો; કે "સુશીલા! પતિની આજ્ઞા નહિ માનવી એ પણ ધર્મ છેને!'

સુશીલા:—"તમારા સવાલના જવાબમાં મીરાંબાઇનું જવલંત ચરિત્ર છે. ધર્મ કહે છે કે સ્ત્રી પતિની સહધર્મિણી છે. તે નથી કહેતો કે સ્ત્રી પતિની સહઅધર્મિણી છે. ધર્મમાં પતિને મદદ કરવી એ સ્ત્રીનો ધર્મ છે; નહિ કે અધર્મમાં. નાથ! જરા વિચારો કે જે સરકારના નોકરોએ પંજાબની સ્ત્રીઓને બેઇજત બનાવી, તે શું

મુંબઇની સ્ત્રીઓને બેઇજ્જત નહિ બનાવે? જે સરકારે અમૃતસરમાં હજારો મનુષ્યોનાં ખૂન કર્યાં તે શું મુંબઇમાં તેવો ત્રાસ નહિ વર્ત્તાવે? જે સરકારે મદનમોહનને ગુલાંટ ખવડાવી તે શું મારા ઘનશ્યામને છોડે ખરી કે?"

રામનારાયણ—"પણ સુશીલા! તે અત્યાચારોની સામે થવાનો રસ્તો જુદો છે. તેને માટે એકત્રિત ચળવળ થવી જોઇએ. નિશાળ છોડવાથી સરકારને શું નુકશાન થનાર છે? જે કાંઇ થશે તે આપણેજ વેઠવાનું છે."

સુશીલા—"આજકાલ કરતાં પાંત્રીસ વર્ષથી કોંગ્રેસ ચળવળ કરી રહી છે. બતાવો કે કોંગ્રેસે શું કર્યું? સરકારે આપણને શું આપ્યું? રોલેટ એકટ વિરૂદ્ધ આખા ભારતે વિરોધ બતાવ્યો, લાખો અને કરોડો માણસની સહીથી તે કાયદો નાબુદ કરાવવાને અરજી મોકલી, તેથી શું સરકારે તે કાયદો બંધ કર્યો કે? પ્રેસ એકટ નાબુદ કરાવવાને ચળવળ કરવામાં આવી તેથી શું તે કાયદો દૂર થયો કે? એક હિન્દી કવિએ બરાબર કહ્યું છે કે;—

ગર્જે ફિરે હૈં રોતે, કુછ ન ધ્યાન દેતે,
અર્જીસે કુછ ન હોગા, કુછ કામ કર દિખાઓ,

નિશાળ બંધ કરવાથી સરકારને એટલું બધું નુકસાન થશે કે તેટલું બીજી પ્રવૃત્તિથી થવું હાલતો અસંભવિત છે. સરકારી દરેક ખાતાં જુઓ. દરેક ખાતામાં આપણા જે હિન્દીઓ કામ કરવા રોકાયેલ છે તે સઘળા સરકારી નિશાળોમાંથી નિકળેલા છે કે જે નિશાળો ગુલામો પેદા કરવાનું કારખાનું છે. સરકારી નિશાળોમાં ભણી નીકળતા માણસોને ગુલામી સિવાય અન્ય રસ્તો સુઝતો નથી અર્થાત તેઓ

બીજા કામમાં આવે તેવા રહેતા નથી. રેલ્વે, કચેરીઓ, પોલીસ, પોષ્ટ વગેરે સર્વનાં ખાતાં જુઓ. ત્યાં કામ કરનારા કોણ છે તેનો વિચાર કરો! આપણુ ભાઇઓજ ત્યાં કામ કરી રહ્યા છે પણ જો તે આપણા ભાઇઓ કામ કરવાનું બંધ કરે તો ત્યાંજ સરકારને ગળે ટાંટીઆ આવ્યા વિના રહેજ નહિ. જેથી ગુલામ બનાવવાના કારખાના રૂપ સરકારી નિશાળોમાં આપણાં બાળકોને નહિજ મોકલવાં એ અતિ સ્તુત્ય છે. અને જો સરકારી નિશાળો બંધ થશે તો સરકારની યાંત્રિક રૂપમાં ગોઠવેલી પ્રગતિ આપો આપ અટકી પડશે અને ત્યારેજ સરકાર પગે પડતી આવશે અને આપણુને કહેશે કે આપણે તો ભાઇઓ છીએ, આપણુ સર્વ એક સરખા જ છીએ અને આપણે એકત્ર મળીનેજ સામ્રાજ્યને સંભાળીએ!"

રામનારાયણ:—"પણ ગાંધીજી, તીલક વગેરે સરકારી નિશાળમાં ભણી તૈયાર થયા છે કે અન્ય નિશાળમાં?"

સુશીલા:—"એ તો પ્રભુના પ્રસાદરૂપ છે. મહાત્મા ગાંધીજી લોકમાન્ય તિલક વગેરે નેતાઓ સરકારી નિશાળો અને કોલેજોમાં ભણ્યા એ વાત ખરી પણ તેમનું ભારતીય ધર્મબીજ તે નિશાળો અને કોલેજો રૂપી અગ્નિમાં બળ્યું નહિ એનો અર્થ ન્યારો છે. આવા અપવાદ તરફ ન જોતાં સર્વ સાધારણ વ્યક્તિઓ પ્રત્યે દ્રષ્ટિ ફેંકી જોશો તો સત્ય સ્થિતિ શી છે તે લક્ષમાં આવશે. મારી તો ચોકકસ માન્યતા છે કે સરકારી નિશાળો અને કોલેજો બંધ થવાથી સર્વ સરકારી ખાતાં સ્વયં બંધ થશેજ, અને સરકારી ખાતાં બંધ થવાથી ભારતમાંથી અન્યાય સદાને માટે ભાગી જશે."

રામનારાયણ કાંઇ પણ બોલ્યા સિવાય ટગર ટગર સુશીલા તરફ જોઇ રહ્યા. તેને ખબર પડી કે સુશીલાની જીભ ઉપર સરસ્વતીએ વાસ

કર્યો છે, થોડીવાર બાદ રામનારાયણ બોલ્યો, "સુશીલા ! જેવી તમારી ઇચ્છા. મારો દિકરો આવાં જાડાં કપડાં પહેરે અને સરકારી નિશાળમાં વિદ્યાભ્યાસ બંધ કરે એ તો દુઃખ થાય છે."

સુશીલા ગંભીરતા પૂર્વક બોલી કે આમાં દુઃખની શી વાત છે ભલા. ઘણાં વર્ષોથી આપણે આપણાં શરીર અસ્પર્શ્ય વસ્ત્રોથી-ધમ ભ્રષ્ટ કરનારાં વિદેશી કપડાંથી ઢાંકયાં, હવે આ પવિત્ર ખાદી આપણાં અંતઃકરણને પવિત્ર, સબળ, ધર્મ પાળવા યોગ્ય, અને સ્વતંત્રતાને લાયક બનાવશે."

(૬)

રામનારાયણે હસતે ચહેરે પૂછ્યું; "સુશીલા ! કેમ છે ? શા વિચારમાં ગુલતાન છે ? ગાંધીજીને તો નવી નવી વાતો સુઝે છે. આજ વળી લખે છે કે **સુતર કાંતો અને સ્વરાજ્ય લો.** શું રેંટીઓ કાંતવાથી સરકારની શકિત પૂરી થશે ? શું તમારો રેંટીઓ મશીન-ગનોનાં મોં બંધ કરી શકશે ? કેવી મુર્ખાઇ ! જગતનો ઇતિહાસ જુઓ. અત્યાર સુધી અત્યાચારીઓનો અત્યાચાર શકિતવિના-પશુબળ વિના કોણ બંધ કરી શક્યું છે ? આપણા રૂષિ મુનિઓ કે જેઓએ આત્મવિકાસ પૂર્ણ રૂપમાં કર્યો હતો, જેમને તપશ્ચર્યા સિવાય અન્ય કાર્ય નહોતું, જેઓ સંસારિક ઉપાધિઓથી વિરકત હતા, તેઓને પણ પોતાની તપશ્ચર્યા પૂર્ણ કરવાને માટે, પોતાની સાધનાઓ સિધ્ધ કરવાને માટે પશુબળનો ઉપયોગ કરવો પડ્યો છે.

મુનિવર વશિષ્ઠજી પોતાનો યજ્ઞ સમાપ્ત કરવાને રામચંદ્રજીને લઇ ગયા હતા. રૂષિ મુનિઓને અડચણ કરતા રાક્ષસો હણવાને નારાયણને નર બની આવવું પડ્યું હતું. હિરણ્યકશ્યપને મારવાને માટે ભગ-

વાનને નૃસિંહાવતાર લેવો પડયો હતો. કંસાદિ રાક્ષસોના અત્યાચારથી જગતને બચાવવાને ભગવાન કૃષ્ણરૂપે આવ્યા હતા.

સુશીલા ! વિચાર ! તે સમયના ૠષિ મહાત્માઓ પોતાના આત્મિકબળથી અનેક રાક્ષસો સામે અસહકાર કરીને પોતાનું રક્ષણ કરી શકે તેમ નહોતા ?

શું વશિષ્ઠજીમાં, પ્રહલાદમાં, કૃષ્ણભગવાનમાં અને અન્ય મહાત્માઓમાં આત્મબળની ન્યુનતા હતી કે ? તેવાઓને પણ પશુબળના પ્રયોગ કરવા પડયા હતા તે લક્ષમાં લે ! તે વખતે કૃષ્ણભગવાનનું આત્મતેજ કયાં ચાલી ગયું હતું ? કૌરવો અને પાંડવોની વચ્ચે મહાન યુદ્ધની પ્રચંડ જવાળા સળગી ત્યારે શું કૃષ્ણભગવાન પોતાની આત્મ શકિતથી તે જવાળા બુઝાવી શકે તેમ નહોતા ? મહાભારતના યુધ્ધ સમયે શસ્ત્રગ્રહણ (પશુબળ આશ્રય) નહિ કરવાનું શ્રીકૃષ્ણજીએ પણ લીધું હતું પણ તેમને પશુબળનો આશ્રય લેવો પડયો હતો. સુશીલા ! જગતમાં આદિથી અત્યાર સુધી જે બાબત નથી બની તે હવે કેવી રીતે બનશે ? મોટા મોટા મહાત્મા અને અવતારી પુરુષો પશુબળના આશ્રય વિના કાંઇ પણ કરી શકયા નથી તો હવે ગાંધીજી કેવી રીતે સ્વતંત્રતા મેળવશે ?"

સુશીલા ક્ષણભર વિચાર કરતી ઉભી. તેના મનમાં ભિન્નભિન્ન વિચારો આવ્યા અને ગયા. શો ઉત્તર આપવો તે તેને સુઝયું નહિ.

રામનારાયણ મલકાતે ચહેરે બોલ્યો; "સુશીલા ! બોલ ! શાંત કેમ છે ? જે કાર્ય ગૌતમ બુદ્ધ અને મહાવીર સરખા શાન્ત મહાત્માઓ ન કરી શકયા તે કાર્ય ગાંધીજી કેવી રીતે કરી આપશે? શું ગાંધીજીની તપશ્ચર્યા તેમનાથી અધિક છે ? સ્વરાજ્ય જોઇતું હોય તો

યુદ્ધ કળા શીખો. ભુજાઓને સશક્ત બનાવો અને રણસ્થળમાં મરવા મારવાને તૈયાર થાઓ. જો તેમ બની શકતું ના હોય તો પરમાત્માને ખાતર રેંટીઆ ચલાવવાનું અને નિશાળોનો બહિષ્કાર કરવાનું કાર્ય છોડી દો."

સુશીલાએ ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો, કે 'આપનું કહેવું ઠીક છે. પણ આપે વિચાર નહિ કર્યો કે પાપીઓને શિક્ષા કરવાનું કાર્ય ઋષિ મહાત્માઓનું નથી. પ્રાચિન કાળમાં મોક્ષ પ્રાપ્તિ અર્થે ઋષિ મુનિઓ તપશ્ચર્યા કરતા હતા. સાંસારિક વિટંબણા દૂર કરવાને તેઓ પોતાના બળનો ઉપયોગ કરવાને રાજી નહોતા. તેથી તેઓ સર્વ શકિતમાન પરમાત્માને પ્રાર્થના કરતા હતા અને પરમાત્મા ઉચિત રસ્તે વધી પડેલા અત્યાચારો નષ્ટ કરતા હતા. પરમાત્મા કોઈ પ્રસંગે સશરીર અને કોઇ વખત ભાવનાના રૂપમાં આવે છે. દ્રોપદીની સહાયે આવતાં ભગવાને કયું રૂપ ધારણ કર્યું હતું! ટીટોડીનાં ઇંડાં બચાવવા તેમણે કયો અવતાર લીધો હતો! મીરાંબાઇને ઝેરની અસર ન થઇ તેમાં તેમણે કયા પશુબળનો ઉપયોગ કર્યો હતો? તોપોનાં મોં બંધ કરી અકબરના પ્રાણ બચાવવા કઇ આસુરી શકિતની મદદ લીધી હતી? સર્વશકિતમાન કયે વખતે શું કરે છે તે કોઇ જાણતું નથી. તેની માયા અગમ્ય છે. તે માત્ર એટલુંજ જાણે છે કે અત્યાચારને નષ્ટ કરવો. અને તે અત્યાચાર અટકાવવાને માટે સ્વદેશીની ભાવનાના રૂપમાં તેણે અવતાર લીધો છે, અને તેથી ગાંધીજી કહે છે કે **સુતર કાંતો અને સ્વરાજ્ય લો.**

જગત પર વિજય મેળવવાને પ્રેમ, ક્ષમા અને સેવા એજ ઉપયોગી શસ્ત્રો છે. ધૃણા અગર તો આસુરી વૃત્તિ નથી. પ્રેમમાં જગત

જીતવાની શકિત રહેલી છે. પ્રેમ આત્માની સર્વોત્કૃષ્ટ વૃત્તિ છે. તલવારથી-પશુબળથી જગત જીતી શકાતું નથી. ગૌતમ બુદ્ધને સફળતા નથી મળી એમ કહેવું એ મોટી ભૂલ છે. ધર્મ પ્રચારકોમાં, અત્યાચારના વિરોધીઓમાં ગૌતમબુદ્ધને જેટલી જીત મળી છે તેટલી અન્ય કોઇને મળી નથી. જગતનો ચોથો ભાગ ગૌતમ બુદ્ધનો અનુયાયી છે. શું આ જીત જેવી તેવી છે? મનુષ્યનું દીલ પ્રેમથી બદલાય છે; નહિં કે પશુબળથી.

પરમાત્માની સુંદર રચના જુઓ. તારાઓથી ઝગઝગીત આકાશ જુઓ. મનને શાંતિ આપે તેવી વનસ્પતિઓથી ભરેલા પર્વતો જુઓ થૈ થૈ કરતી નદિઓ જુઓ અને વિચારો કે યુધ્ધથી લોહીની નદીઓ વહેવડાવી તે સુંદરતાને નષ્ટ કરવામાં શું મનુષ્યત્વ છે?

યુદ્ધ! યુધ્ધ! યુધ્ધ! આખો દિવસ યુધ્ધ! હવે તો તેવી પાશવિક વૃત્તિને છોડી સાત્વિક વૃત્તિ-પ્રેમ વૃત્તિનો પ્રચાર કરવો જોઇએ છે. શકિત ઉત્પન્ન કરવી, ભૂજબળ સબળ બનાવવું જોઇએ, તે તલવાર પકડવાને નહિ પણ નિર્બળને સહાય કરવાને માટે તૈયાર થવું જોઇએ. તે મારવાને નહિ પણ નિરપરાધીઓને બચાવવાને મરવા માટે છે? એ કેવી રાક્ષસી વૃતિ છે કે એક મનુષ્ય બીજાને મારી ખુશી થાય છે, સંતુષ્ટ થાય છે અને પોતે એક મહાન કાર્ય કર્યું હોય એમ માને છે.

શા માટે સમજાવવામાં નથી આવતું કે પ્રસન્નતા બીજાઓને પ્રસન્ન કરવા માટે છે. બીજાઓની સેવા કરી તેમના અંતરાત્માને સંતુષ્ટ કરવામાં સંતોષ માનવાનું કાર્ય જગતમાં શ્રેષ્ઠ છે.

નિશાળના બહિષ્કાર સંબંધી હું પ્રથમ બોલી ચુકી છું. ફરીથી પણ કહું છું કે જે નિશાળો અને કોલેજો અત્યાચારી

સામ્રાજ્યને ગુલામો પુરા પાડવાનું યંત્ર છે તેને નવગજના નમસ્કાર કરવા યોગ્ય છે.

રેંટીઆ ચલાવવાથી આપણે સ્વાશ્રયી બનીશું એટલુંજ નહિ પણ પરાધીનતામાંથી બચીશું. પરદેશી કપડાં આવે ત્યારેજ આપણાં શરીર ઢંકાય એ અધમ પરાધીનતામાંથી મુકત થઇશું. એટલુંજ નહિ પણ ભારતમાંથી દર વર્ષે સાઠ કરોડ રૂપીઆ પરદેશમાં જતા અટકશે અને તેના પરિણામે હિન્દુસ્તાનની દરિદ્રતા ઓછી થશે.

ક્ષમા કરજો સ્વામીનાથ! આપ વર્ષો થયાં સ્વદેશભક્ત હોવાનો દાવો કરો છો પરંતુ તમે દેશના લાભનું કયું કાર્ય કર્યું છે? તમારી દેશભકિત માત્ર વાતોમાંજ સમાયેલી છે. તમારો સ્વદેશપ્રેમ અને સ્વાર્થત્યાગ માત્ર પ્લેટફોર્મ ગજાવવામાંજ વસેલો છે. તમારૂં પોતાનું ઘર તપાસો! તેને ખૂણે ખૂણે વિદેશી વસ્તુઓ ગોઠવેલી છે. તમારાં પહેરવા, ઓઢવા અને સુવાનાં સર્વ કપડાં વિદેશી છે. તમે પોતે પણ પગથી માથા સુધી વિદેશી બનેલા છો. હું વિદેશી બનેલી હતી. ધનસ્યામ પણ વિદેશી બન્યો હતો ટુંકામાં તમારા ઘરનું વાતાવરણ વિદેશી બનેલું છે. છતાં પણ परोपदेशे पांडित्यम् પોતાનુ તપાસ્યા સિવાય વિચાર કર્યા સિવાય બીજાઓને ઉપદેશ આપવામાં શૂરાની વૃત્તિ ધારણ કરેલી છે. નાથ! હવે વખત આવ્યો છે. આપ શ્રી એક વખત નહોતા કહેતા કે જો તારા વિચારો મારા જેવા હોત તો હું સર્વ કંઇ કરી શકત. હવે તમારા વિચારો કાર્યમાં મુકવાની તક આવેલી છે અને સમાજને પ્રત્યક્ષ બતાવી આપો કે ત્યાગ આવી રીતે થાય છે."

આજ સુધીમાં રામનારાયણને સ્પષ્ટ શબ્દોમાં કોઇ પણ કહી શકયું નહોતું તે આજે સુશીલાએ ખુલ્લા શબ્દોમાં કહ્યું; કારણ કે

રામનારાયણુના અંતઃકરણુની નિર્બળતા તે સ્પષ્ટ રીતે જોઇ શકી હતી. રામનારાયણુના વચન મન અને કર્મમાં આસમાન પાતાળ જેટલું અંતર હતું. રામનારાયણ સ્તબ્ધ થઇ ગયો. તેના હૃદયમાં પશ્ચાતાપને અગ્નિ પ્રગટયો. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેનો ચહેરો ઉદાસ બન્યો. તેનો શ્વાસ ગરમ બન્યો.

સુશીલા રામનારાયણુની સ્થિતિ સમજી ગઇ, અને રોઇ પડી. તેને લાગ્યું, કે પોતે પતિનું અપમાન કર્યું છે; પોતે પતિનું અંતઃકરણ દુભાવ્યું છે.

સુશીલા રામનારાયણુના પગમાં પડી, અને બોલી, 'નાથ! પંજાબના અત્યાચારથી ત્યાંની સ્ત્રીઓના અપમાનની વાત મેં સાંભળી છે. અને ગાંધીજીનાં ડાકોર અને સુરતનાં વ્યાખ્યાને મારા વાંચવામાં આવ્યાં છે. મારૂં હૃદય મારા હાથમાં રહ્યું નથી. જેમ જેમ હું વિચાર કરતી ગઇ, તેમ તેમ મને જણાયું, કે જગતભરમાં આપણા જેવી ગુલામી અવસ્થામાં ભારત સિવાય કોઇ પણ દેશ નથી. કેટલાંક કુતરાનાં જીવન ગાળે છે. આ બાબત મારા અંતઃકરણમાં–મારા અનુભવમાં આવી, ત્યારે મેં જાણ્યું, કે વૈભવ વિટંબણાજ છે. ધન–દોલત આપણા ઉપરકેવળ બોજારૂપ છે. આપણી મોજ–શોખ નૃત્ય સમાન છે. આ વિચારોએ મારા અંતઃકરણને કાબુમાં રહેવા દીધું નહિ જેથી હું સ્પષ્ટ રીતે ખુલ્લું બોલી ગઇ. નાથ! આ દાસીનો અપરાધ ક્ષમા કરો! પરન્તુ જુઓ! મારા અંતઃકરણમાં કેવો પ્રચંડ અગ્નિ સળગી ઉઠયો છે? આપણી ભારતમાતાને થતા અપમાનને લીધે મારૂં હૃદય કેટલું બળી રહ્યું છે? હિન્દવાસીઓને અમૃતસરમાં પેટે ચાલવું પડયું હતું, ભારતની સ્ત્રીઓને બેઇજ્જત કરવામાં આવી હતી વગેરે બાબતો આપે વિચારી હોત તો મારા

બોલવાથી આપ કદાપિ પણ નારાજ થાત નહિ અને મને ક્ષમા આપત"

સુશીલા ડુસકે ડુસકે રોવા લાગી, અને આંસુથી રામનારાયણના પગ પકડી પ્રક્ષાલન કરવા લાગી.

રામનારાયણનો હૃદયબંધ છુટી ગયો. તે પણ જમીનપર સુશીલાની પાસે બેસી ગયો અને રોવા લાગ્યો. આંસુધારાથી તેના અંતઃકરણની મલીનતા નષ્ટ થઈ ગઇ, અને કૃત્રિમ સ્વદેશભકિત ઉડી ગઇ. ખરી દેશભકિત હૃદય સ્થાનમાં આવી વસી તેના ચિત્તમાં પોતાની સ્થિતિ સુધારવાની પ્રબલ આકાંક્ષા ઉત્પન્ન થઈ.

રામનારાયણ સુશીલાનાં આંસુ લુંછતાં બોલ્યો કે પ્રિયે! તું શા માટે દુઃખી થાય છે. આજે તેં મારો કોઇ પણ અપરાધ કર્યો નથી પરન્તુ મારા ઉપર ઉપકાર કર્યો છે. આજ સુધી અંતઃકરણની દુર્બળતાને લીધે હું ભાન ભૂલ્યો હતો. આજથી હું સાચો દેશભક્ત છું, ખરો ત્યાગી છું. ગુલામીમાં જકડનારી સર્વ વસ્તુઓનો અત્યારથી ત્યાગ કરૂં છું. મહાત્મા ગાંધીજીએ બતાવેલા પંથે ચાલવા તૈયાર થયો છું અને અસહકારી બન્યો છું. સરકારે આપેલી રાયબહાદુરની ઉપાધિ સરકારને પાછી મોકલીને કાઉન્સીલના સભાસદ તરીકેનું મારૂં રાજીનામું મોકલી આપું છું. પ્રિયે! આજથી આપણ બેઉ એકજ માર્ગે ચાલનાર મુસાફર છીએ."

સુશીલાએ રામનારાયણના ગળે હાથ નાખતાં પ્રેમાશ્રુપૂર્ણ આંખે તેના તરફ જોતાં કહ્યું; "સ્વામીનાથ! આજે મારો જન્મ સફળ થયો છે. જેનો પુત્ર અને પતિ પોતાના દેશની સેવાર્થે વૈભવ વિલાસને ઠોકર મારી સ્વાધીનતાના રણ સ્થળમાં ઉભા રહેવાને તૈયાર થાય છે, તે સ્ત્રીનું જીવન ખરેખર ધન્ય છે."

ઘનશ્યામ માતપિતા પાસેથી પ્રથમથીજં ચાલ્યો ગયો હતો, અને પિતાજી શું શિક્ષા કરશે, તેની ચિંતા કરતો હતો, આખરે તેને લાગ્યું, કે પિતાશ્રી મને કોઇ પણ શિક્ષા કરશે નહિ. જ્યાં સુધી માતાના માતૃ પ્રેમ–સ્નેહ છે, જ્યાં સુધી માતૃ ભક્તિ માટે હું એક પગે તૈયાર છું, ત્યાં સુધી મને કોઇ પણ અડચણ નડી શકે તેમ નથી. આનંદમાં આવતાં તે ગાવા લાગ્યો:—

"કરો રક્ષા વિપદમાંહી, ન એવી પ્રાર્થના મારી;
વિપદથી ના ડરૂં કો દી, પ્રભો! એ પ્રાર્થના મારી.
ચહું દુ:ખ તાપથી શાંતિ, ન એવી પ્રાર્થના મારી;
સહુ દુ:ખો શકું જીતી, પ્રભો એ પ્રાર્થના મારી,
સહાયે કો ચદે આવી, ન એવી પ્રાર્થના મારી.
તૂટો ના આત્મબળદોરી, પ્રભો! એ પ્રાર્થના મારી.
મને છળ હાનિથી રક્ષો, ન એવી પ્રાર્થના મારી;
ડગું ના આત્મપ્રતીતિથી, પ્રભો! એ પ્રાર્થના મારી.
પ્રભો! તું પાર ઉતારે, ન એવી પ્રાર્થના મારી;
તરી જાવા ચહું શક્તિ, પ્રભો! એ પ્રાર્થના મારી.
તું લે શિર ભાર ઉપાડી, ન એવી પ્રાર્થના મારી;
ઉઠાવી હું શકું સહેજે, પ્રભો! એ પ્રાર્થના મારી.
સુખી દીને સ્મરું ભાવે, દુ:ખી અંધાર રાત્રિએ
ન શંકા તું વિષે આવે, પ્રભો! એ પ્રાર્થના મારી."

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

અવાજ રામનારાયણે સાંભળ્યો. તે બોલ્યો, 'સુશીલા! તારો પુત્ર કેવું સુંદર ગીત ગાઇ રહ્યો છે!' સુશીલા હસતે મુખે બોલી, કે હા! તેના શબ્દોમાં રસિક મીઠાશ છે. તેના અંત:કરણની પવિત્ર

આગળથી સાંભળનારના હૃદય પવિત્ર, દેશપ્રેમી અને વીર બની શકે તેમ છે. વળી ઘનશ્યામ બીજું અર્થસૂચક રાષ્ટ્રગીત ગાવા લાગ્યો:—

" બીત ગયે હોં, બીત ગયે દિન લજ્જા–જનક–ગુલામીકે,
ભારત ભૂ દિન ફિરે અન્તમે તેરે અરૂતવ સન્તતિ કે;
ઉડા હવામેં ઝંડા અપના પુનઃ કિર્તિ–સૌરભ ફૈલા,
હો જો દૃઢતર સમર–સુભટ બન મત હોને દે મન મૈલા.
લિખ અપની પ્રાચીન ધ્વજાપર,
ધર્મ, ન્યાય, સમતા, સ્વાતંત્ર્ય.

રણુમેં આ! ન ચાહ છુટકારા, મુકુટ સધ્યશ સાહસ ધરકે,
તેરા બળ–દાતા પ્રસન્ન હો તવ–ઉદ્યોગ દેખ કરકે;
તવ–ઉર્વી ઉર્વરા પરિશ્રમકા અવશ્ય ફૂલ દેતી હૈ,
કલા કુશળતા અરુ સ્વતંત્રતા તવ–જનકો બળ દેતી હૈ.
લિખ અપની પ્રાચીન ધ્વજાપર,
ધર્મ, ન્યાય, સમતા સ્વાતંત્ર્ય.

જો પ્રાચીન મિત્ર જો અરિસમ ફિટ વે હાથ બઢાતે હૈ,
મૂલ્ય સ્વતંત્રાત્માઓ મેં હમ અધિક સ્વર્ણસે પાતે હૈ;
વિભુ! હૈ વિનય, નાશ ઝગાડે હોં, વધુ પરસ્પર મિલ જાવે,
મિલ કર સબ જય ધર્મ, ન્યાય અરૂ સ્વતંત્રતાકી ચિલ્લાવે.
લિખ અપની પ્રાચીન ધ્વજા પર,
ધર્મ, ન્યાય, સમતા, સ્વાતંત્ર્ય.

ભારત જનની! આશા હૈ યહ તવ–પદ–પ્રેમ ન કમ હોગા,
તૂ આશા હૈ, તુહી રક્ષિકા, જબ તક દમમેં દમ હોગા;
હમ સબ પુત્ર ઢાલ પર તેરી, યહ પદ અંકિત કરતે હૈં,
દુઃખ હો યા સુખ, ઘર હો યા બ્હાર, ઈસી બાત પર મરતે હૈં.

લિખા રહે તેરે ઝંડે પર,
ધર્મ, ન્યાય, સમતા, સ્વાતંત્ર્ય.

રામનારાયણ આનંદયુક્ત ચહેરે બોલી ઉઠયો, 'હા, સત્ય વાત છે, કે આજથી અમારી લજ્જાજનક ગુલામીના દિવસો ભરાઇ ચૂક્યા છે. આજથી હું ધર્મ, ન્યાય, સમાનતા, અને સ્વતંત્રતાનો પૂજારી છું.'

સૂર્યનાં સોનેરી કિરણો આકાશમાં દેખાવા લાગ્યાં. દિનકર નવજીવન અને નવીન ઉત્સાહ લઇને ધીમે ધીમે ભારત ભૂમિ તરફ આવવા લાગ્યો. નવીન સાહસ, નવીન પ્રાણ અને નવીન ભાવના વિભૂષિત ભારતે સૂર્યનારાયણનું સ્વાગત કર્યું.

દરરોજનાં આવશ્યક કાર્યોથી પરવારી, સ્નાન સંધ્યા કરી રહ્યા બાદ રામનારાયણ અને સુશીલા ચોકમાં આવી બેઠાં. તેમણે કપડાંથી ભરેલી સઘળી પેટીઓ ત્યાં આગળ મંગાવી. રામનારાયણે પ્રથમ પોતાના કપડાં લત્તાની પેટીઓ ખોલવી શરૂ કરી. એક પેટી ઉઘાડી, તેમાં ચાઇના સીલ્કનાં સૂટ હતાં; એકથી એક ચઢીયાતાં સૂટ પેટી બહાર કાઢતાં કાઢતાં તે મન સાથે બોલવા લાગ્યો, "કેટલા આનંદ અને ઉત્સાહથી આ સૂટ મેં શીવડાવ્યાં હતાં? કેટલું ખર્ચ કરી ફ્રાંસથી ધોવડાવી મંગાવ્યાં હતાં?" બધા સૂટની ગણત્રી કરતાં પચીસની સંખ્યા થઇ. રેશમી કપડાંની બીજી પેટી ખોલતાં પચાશ જોટા ધોતીઆં, ૫૦ દુપટ્ટા, પચીસ ડઝન હાથ રૂમાલ અને ચાલીસ ખમીસ નીકળ્યાં. એ પ્રમાણે એક પછી એક પેટીઓ ખોલી સઘળાં કપડાં બહાર કાઢી ચોકમાં ગોઠવ્યાં. કોઇ પેટીમાં ઠંડીમાં પહેરવાના બૂટ, કોઇમાં મોજાં, કોઇમાં કોલર, કોઇમાં નેકટાઇ વગેરે હતાં. એક પેટી ખોલતાં પચાસ જોડી

બૂટ નીકળ્યાં. છેલ્લી પેટી ઉઘાડી તો તેમાં પણ બૂટ નીકળ્યાં, તેની ગણત્રી સાફની થઇ.

સુશીલા મશ્કરીમાં બોલી; કે "બસ આટલાજ બૂટ!" આ વખતે રામનારાયણના મનમાં તર્ક વિતર્કની ધમાલ ચાલતી હતી. તે ગણગણ્યો "હાય! શું મારે આ સર્વનો ત્યાગ કરવો પડશે? આવાં ઉમદા કપડાંની જગ્યાએ શું મારે ખાદી પહેરવી પડશે? આ કેવી મૂર્ખતા! તેથી શું સ્વરાજ્ય મળશે? સ્વરાજ શા માટે જોઇએ. આપણા પોતાના સુખને માટે જ્યારે સુખની વસ્તુઓનો ત્યાગ કરીશ ત્યારે મને સુખ કેમ મળશે અને જ્યારે સુખ નહિ મળ્યું તો પછી મળેલું સ્વરાજ શા કામનું? જંગલી બની સ્વરાજ લેવું તેના કરતાં સ્વરાજ્ય વિના ચલાવી લેવું બહુ સારૂં છે" આવા પૃથક પૃથક અનેક વિચારોમાં રામનારાયણ ગુંથાયો હતો તેવામાં એકાએક સુશીલાના બોલવાનો અવાજ તેના કાનપર અથડાતાં તે સતેજ થયો અને બોલ્યો; "સુશીલા! હું એક વાત પુછવા માગું છુ"

સુશીલા—"ઠીક!"

રામનારાયણ—"સ્વરાજ્ય શા માટે જોઇએ?"

સુશીલા—"એટલા માટે કે આપણે સ્વતંત્રપણે રહી શકીએ, આપણે મનુષ્ય તરીકે હરી ફરી શકીએ."

રામનારાયણ—"પણ સુશીલા જ્યારે સરકાર આપણને નવીન સુધારા અનુસાર ઉત્તરદાયિત્વપૂર્ણ શાસન આપે છે ત્યારે તેનો સ્વીકાર નહિ કરતાં ઝગડો કરવાની શી જરૂર છે? આવી ઉદારતા કોઇ રાજાએ પ્રજા પ્રત્યે બતાવી છે? મનુષ્ય તરીકે હરી ફરી શકવાની બાબતમાં મારે કહેવાનું છે કે આપણે મનુષ્ય નહિ તો શું પશુ છીએ?"

સુશીલા—"આપણે પશુઓથી પણ ઉતરતાં છીએ; પશુઓ સ્વતંત્રપણે બોલી શકે છે. ઘોડો ઇચ્છાનુસાર હણહણે છે. હાથી મરજી પ્રમાણે ચિંઘાડે છે. ગધેડું ફાવે તેમ ભૂંકે છે. કુતરો લહેરમાં આવી ભસે છે પરન્તુ ભારત સંતાન સ્વેચ્છાપૂર્વક એક શબ્દ સરખો પણ બોલી શકતાં નથી. અગર તો સ્વતંત્રપણે કોઇ લખે છે તો પ્રેસ એક્ટ અનુસાર તેના સ્વતંત્રપણાના હક્ક ઉપર તરાપ મારવામાં આવે છે. આપણે આપણાં દુઃખ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરીએ તો તરતજ ૧૪૪ મી કલમની તલવાર ઝબકે છે અગર તો ૧૨૪ અગર ૧૫૩મી કલમનો સદુપયોગ (!) કરી મોટે ઘેર મોકલી આપવામાં આવે છે. બોલો. ભારત સંતાનોનું મનુષ્યત્વ આજ કે અન્ય? ચાલુ વખતમાં ભારતીઓની મનુષ્યતા શું પશુઓથી સારી છે કે?"

'સુધારાના તમાસા સંબંધી કવિશ્રી રવિન્દ્રનાથ ટાગોરે ઇંગ્લેંડથી જાપાનના 'એશીયન રિવ્યુ' નામના પત્રમાં એક લેખ લખ્યો હતો તેનું ભાષાંતર નવજીવનમાં પ્રગટ થયું છે. સાંભળો. કવિશ્રી લખે છે કે:—

"જ્યારથી હું લંડન આવ્યો છું, ત્યારથી મારી પાસે એટલા લોક આવે છે, કે મને કાગળ લખવાની પણ ફુરસદ મળતી નથી. હું જે કાંઈ દેખું છું અને સાંભળું છું, તેમાં એક વાત સ્પષ્ટ જણાય છે, કે આપણે ભૂખ્યા અંગ્રેજ વાઘોના પંજામાં સંપૂર્ણપણે ફસાયા છીએ. પંજાબના અત્યાચાર સંબંધી મારી માન્યતા હતી, કે ગભરાટને લીધે તેવો અકસ્માત થવા પામ્યો હશે, પણ જ્યારે સરકાર તરફનો ખુલાસો મારા વાંચવામાં આવ્યો, અને પાર્લામેન્ટમાં થયેલી ચર્ચાનું અવલોકન કર્યું, ત્યારે મારા અંતઃકરણમાં સૂર્યના પ્રકાશ જેટલું અજવાળું પડ્યું. હવે હું સમજ્યો, કે અંગ્રેજોના પ્રત્યેક રક્ત

બિન્દુમાં, પ્રત્યેક રગમાં રાક્ષસી પશુતા અને કઠોરતા રમી રહી છે. શૈતાનીઅત તેમના હાડમાં ઘર કરી બેઠી છે. જનરલ ડાયરે પંજાબમાં જે પશુતા વાપરી, તેથી અંગ્રેજો તેને ધન્યવાદ આપે છે. એથી અધીક આશ્ચર્ય મને એ લાગ્યું કે ત્યાંની સ્ત્રીઓએ પણ રાક્ષસીપણામાં ભાગ લીધો. હવે મને ખાત્રી થઇ છે, હવે સમય આવી લાગ્યો છે કે આપણે બ્રિટિશ રાજ્ય પાસેથી કોઇ પણ આશા રાખવી વ્યર્થ છે અને આશા રાખવી એ આપણે આપણું અપમાન કરવા બરાબર છે; આજ સુધી આપણે માનતા હતા કે તે આપશે અને આપણે લઇશું પણ આપણું પ્રારબ્ધ સબળ છે અને અંગ્રેજોમાં દાનબુદ્ધિ પણ રહી નથી અગર જો અમે સબળ અને સામર્થ્યવાન હોત તો તેનું દાન પણ દીપી નીકળત; તે સમયનું દાન અમે ઓછું ન ગણત. અમારા આત્માને સંકુચિત ન કરતા પ્રત્યેક મોટી પ્રજા બીજી પ્રજા તરફના દાનનો સ્વીકાર કરે છે. આ પ્રકારનો સ્વીકાર કર–મહેસુલ જેવો છે. જે જોરાવર હોય છે તેજ એવા પ્રકારનો કર વસુલ કરી શકે છે. રાજા હંમેશાં ઇચ્છાનુસાર મેળવી શકે છે પણ ભીખારીને મળતું નથી તે મુજબ ચાલુ સ્થિતિમાં બ્રિટિશ પ્રજાના હાથે દાન લેવું તેના કરતાં મરી જવું હજાર દરજજે સારૂં છે.'

"આપણા મોડરેટ ભાઇઓ હાથ લાંબો કરી તેની પાસે ભીખ માગી રહ્યા છે અને એકસ્ટ્રીમીસ્ટ ભાઇઓ લાલ આંખો કરી પોતાનું જે છે તે માગી રહ્યા છે. બેઉ પક્ષમાં ફેર માત્ર એટલોજ છે. મોડરેટ પક્ષ શેઠની થાળી સામે બેસી પૂછડી હલાવી રહ્યા છે. જ્યારે એકટ્રીમીસ્ટ પક્ષ ઘુરકીઆં કરી રહ્યા છે. મોડરેટો માને છે કે અમે બુદ્ધિવાન છીએ જ્યારે એકટ્રીમીસ્ટો માને છે કે અમે શૂરવીરો છીએ,

પરન્તુ બ્રિટીશ પ્રજાની લાતો નો બેઉ પક્ષ ઉપર સરખી રીતે પડી રહી છે. બેઉ પક્ષ આપસ આપસમાં પોતાનો કક્કો ખરો કરવા લડી મરે છે પણ દેશની સ્થિતિ તરફ નજર સરખી ફેંકવાની ફુરસદ મળતી નથી. આવી સ્થિતિમાં તો માલીકની થાળીમાંથી પડી ગયેલ ટુકડાની ઇચ્છા કરવી તે કરતાં તેના બૂટની લાત આપણે માટે મૂલ્યવાન છે. "

પત્ર પૂરો કરી રહ્યા બાદ સુશીલા બોલી જુઓ દાતાના દાનની દશા. શું હવે પણ તમારા મનમાં રહી જાય છે કે બ્રિટિશ સરકાર આપણને આપશે અને આપણે લઇશું ?

રામનારાયણ—"આ પત્ર તો સુધારાની યોજના પ્રમાણે કૌન્સિલો સ્થપાઇ તે પહેલાંનો છે. સુધારાની યોજનાને અનુસરી ડયુક ઓફ કાનોટે નવી કૌન્સિલો ઉઘાડતાં કેવા ઉદ્‌ગારો કાઢયા છે ? કૌન્સિલોમાં કેવા ધારાઓ પાસ થયા છે તે તું જાણતી હોત તો આવી વાત કરત નહિ."

સુશીલા—"મુશ્કેલીની વાત તો એ કે તે સર્વ હું જાણું છું. તમારી નવી કૌન્સિલો સ્થપાઇ ત્યાર પછીનાં તમારી રાક્ષસી સરકારનાં કાર્ય સાંભળો અને ન્યાય આપો કે નવી કૌન્સિલોએ ભારતને કેટલી સ્વાધીનતા આપી. સિંધના સ્વામી ગોવિંદાનંદજી, રાજસ્થાનના કર્મવીર અર્જુનલાલ શેઠી, મધ્યપ્રાંતના મહાત્મા ભગવાનદીનજી અને શ્રીયુત સુંદરલાલજી, વરાડના વીર વામનરાવ જોશી વગેરેને નોકરશાહીએ સ્વતંત્રપણે બોલવા માટે કેદ કર્યા છે. રાજનીતિની વાત એક બાજુએ રાખો. દારૂ પીવો ભારત દેશમાં અધર્મ મનાય છે. ભારતમાં એક પણ ધર્મ એવો નથી કે જે દારૂની હિમાયત કરતો હોય,

દારૂ પીવાથી થતાં નુકસાન જ્યારે પ્રજાને સમજાવવાનું શરૂ કરવામાં આવ્યું ત્યારે તેવાઓ નોકરશાહીની આંખમાં કાંટા સમાન ખૂંચ્યા જેથી તેવા ઉપદેશકોને પકડવાનું શરૂ કર્યું. રંગુન નિવાસી સ્વામી પરમાનંદજીને પકડી બે વર્ષની જેલ આપી. નાગપુરના દાકતર મોલકર અને અન્ય પ્રાન્તોના ઉપદેશકોને પકડયા અને દારૂ વિષે નહિ બોલવાના હુકમો કરવામાં આવ્યા. આવી રીતે ધર્મપ્રચાર કરનારાઓને જેલમાં નાંખ્યા છતાં શું તમે કહી શકશો કે તમારી નવી કૌન્સિલો તમને સર્વ કંઇ આપી દેશે?"

રામનારાયણઃ—સત્ય કહે છે સુશીલા! હું સર્વ કાંઇ જાણું છું પરંતુ આ મોહક કપડાંએ મારા હૃદયને જીતી લીધું હતું જેને લીધે હું વાદ કરવા તૈયાર થયો હતો. ચાલો જે થયું તે ઠીક થયું. આ કપડાનું હવે આપણે શું કરવું? મારી સમજમાં તો એમ આવે છે કે તે ગરીબોને વહેંચી આપવાં."

સુશીલાઃ—"જેવી આપની ઇચ્છા."

રામનારાયણઃ—તું ત્હારાં કપડાં લાવ.

સુશીલાઃ—નહિ. આ વખતે હું મારાં કપડાં નથી લાવી શકતી. કારણ કે મોહ પ્રબળ છે-વાસનાઓ અત્યંત તીવ્ર છે. વખતો વખત જે ઇચ્છાઓને આધીન થઇ મેં કપડાં ખરીદ કર્યાં છે, તે લાવતાં તે ઇચ્છાઓ પ્રદિપ્ત થાય, અને કદાચ મારૂં મન ચળીત થાય, તેથી એજ ઠીક છે, કે અત્યારે તે કપડાં જોવાં નહિ."

રામનારાયણઃ—"એ પણ ઠીક છે. મારી એવી સલાહ છે, કે તારાં કપડાં પણ આપણી મીલના નોકરોને વહેંચી આપીએ. કેમ, તારો શો મત છે?"

સુશીલા:—"આપને જેમ વ્યાજબી જણાય, તેમ કરવાને હક્ક છે. આ બાબતમાં મારે કાંઇ પણ કહેવાનું નથી."

(૮)

ભોજન કરી પરવારતાં અગીઆર વાગ્યા. રામનારાયણે પોતાનાં તેમજ સુશીલાનાં સઘળાં કપડાં મીલના કમ્પાઉન્ડમાં મોકલી આપ્યાં. મીલના મજુરોને એકઠા કરવામાં આવ્યા. તેમની સંખ્યા પચીસ હજારની હતી. આવડી મોટી સંખ્યા જોઇ સુશીલા અંગુઠા કરડતી મનમાં કહેવા લાગી કે "અરે ભગવાન ! આટલાં મનુષ્યોની કમાઇ ઉપર મોજ મઝા ઉડાવીએ છીએ ! મહેનત કરી લોહીનો પરસેવો કરી જેઓ ધન કમાય છે તે તો ગરીબી ભોગવે છે અને અમે તેમની કમાઇ ઉપર તાગડધીન્ના કરી અમન ચમન કરીએ છીએ! પ્રભુ! આવો અત્યાચાર-આવી લૂંટ તમારાથી કેવી રીતે સહન થાય છે ?"

મીલ મેનેજરે મોટે સાદે કહ્યું "કે તમે લોકો છૂટા પડો. એક બાજુ સ્ત્રી વર્ગ અને બીજી બાજુ પુરૂષ વર્ગ ખડો થઇ જાય. આજ શેઠ સાહેબ પુરૂષ વર્ગને અને શેઠાણીજી સ્ત્રી વર્ગને ઇનામમાં કપડાં આપનાર છે" સ્ત્રી પુરૂષ શેઠ શેઠાણીની જય બોલતાં છૂટાં પડયાં. શેઠ કપડાં આપવાને તૈયાર થયા પણ તેમની પાસે તેટલાં કપડાં હતાં નહિ જેથી મેનેજરને કહ્યું: "જે લોકોને માસિક રૂા. ૩૦)થી ઓછો પગાર મળતો હોય તેમને આગળ બોલાવો." શેઠનો હુકમ અમલમાં મૂકાયો. ત્રીસ રૂપીઆથી ઓછા પગારવાળા આગળ આવ્યા અને બાકીના મનથી દુઃખી થયા.

ઓછા પગારવાળાની સંખ્યા પણ પંદર હજારથી ઓછી નથી એ જાણી રામનારાયણને આશ્ચર્ય થયું. તેમણે બાકીનાં કપડાં ખરીદી લાવવાને મેનેજરને હુકમ કર્યો.

સવારથી ધનસ્યામ બહાર ગયો હતો તે અત્યારે અત્રે અહીંઆં બારોબાર આવ્યો. માતાપિતાએ શો નિશ્ચય કર્યો છે તેની તેને અત્યાર સુધી બીલકુલ ખબર નહોતી. હકીકતથી તે વાકેફ થયો. તેને મેનેજરને જતાં રોકયો અને પિતાજીને તે કહેવા લાગ્યો કે "શા માટે તમે ધાર્મિક ગરીબોને અધર્મમાં નાખો છો?" રામનારાયણને આ ઠીક ન લાગ્યું અને સુશીલા વિચારમાં પડી; રામનારાયણે કઠોર સ્વરે કહ્યું; "હું તેમના ભલા માટે કપડાં વહેંચું છું તેમાં અધર્મ જેવું શું છે?"

ધનશ્યામ નમ્રતાપૂર્વક બોલ્યો; "તમે જે પાપને તજો છો તે પાપ ભોગા લોકોને આપો છો તે અધર્મ નહિ તો બીજું શું?"

સુશીલા--"હા! સત્ય છે! જેમને પરદેશી વસ્ત્રો પહેરવા મળતાં નથી તેમને તે આપવાથી તેમનામાં મોહ ઉત્પન્ન થાય છે."

રામનારાયણ સમજી ગયો અને ક્ષણભર સ્તબ્ધ રહ્યો. પછી તે બોલ્યો; "લોકોને કપડાં આપવાનું કહ્યું છે તેનું શું થશે!"

ધનશ્યામ--"જો આપની આજ્ઞા હોય તો હું આ લોકોને સમજાવું જેથી તેઓ પોતેજ કપડાં લેવાની ના પાડશે."

રામનારાયાણ--"એથી રૂડું બીજું શું?"

ધનશ્યામ ઉભો થયો અને બોલવા લાગ્યો કેઃ--

"ભાઇઓ અને બ્હેનો! હું આપને કાંઇક પૂછવા ચાહું છું. તમે સાચે સાચું કહેશો?"

સઘળા--"જરૂર. સાચુંજ કહીશું."

ધનશ્યામ--"હું કોઇ પણ વાત પૂછીશ. તો નારાજ તો નહિ થાઓ ને?"

સઘળા—"નહિ. નહિ."

ધનસ્યામ—"ઠીક જો કોઇ ધનવાન આપને અભક્ષ્ય ચીજ ખાવાને આપશે તો તમે તે ખાશો કે ?"

સઘળા—"કદી નહિ."

ધનસ્યામ—"જો પિતાશ્રી આપે અને ખાવાનું કહે તો ?"

મજુરો એક બીજાનાં મોં જોવા લાગ્યા. તેઓ ધર્મસંકટમાં આવી પડયા. હા કહેવાનું તેમને ઉચીત લાગ્યું નહિ અને ના કહેવાથી શેઠ નારાજ થવાનો ડર લાગ્યો.

ધનસ્યામ—ભાઇઓ ! તમારે બ્હીવાનું નથી. પિતાજી તમારી સત્ય વાતથી કદી પણ નારાજ થનાર નથી; તમારાં અંતઃકરણ કહે તેમ બોલો."

ધનસ્યામના આમ કહેવા છતાં તેમની બ્હીક દૂર થઇ નહિ છતાં કેટલાકોએ મનને કાબુમાં રાખી કહ્યું કે "અમે નહિ ખાઇએ."

ધનસ્યામ—"શાબાશ ! હું તે સાંભળવાની આશા રાખતો હતો. આજે પિતાજી તમને અભક્ષ્ય સમાન પરદેશી કપડાં ભેટ આપવા આવેલા છે, શું તમે તેનો સ્વીકાર કરશો ?

સઘળાઃ—"કપડાં કેવી રીતે અભક્ષ્ય હોઇ શકે ?"

ધનસ્યામઃ—અભક્ષ્ય ચીજ એ કહેવાય, કે જેથી ધર્મનો નાશ થાય છે—જે મનને ક્લેશ કરાવે છે. બીજી એક બાબત પણ છે. તમે જાણો છો, કે પિતાજી શા માટે કપડાં આપવા તૈયાર થયા છે?"

સઘળાઃ—'નહિ.'

ધનસ્યામઃ—"એટલા માટે, કે પરદેશી કાપડ પાપ ફેલાવનાર છે. પરદેશી કપડાં પહેરવાં, એ દેશદ્રોહ છે. ભારત માતાનાં જે

સાચાં સંતાનો છે, તે કદી પણ વિદેશી વસ્તુઓ પોતાના ઉપયોગમાં લેતાં નથી. જેઓ ધર્માત્મા છે, તેઓ વિદેશી વસ્તુઓનો ઉપયોગ કરવાનું પાપ વહોરી લેતાં નથી. આજ સુધી તમે તે પાપ કર્યું નથી. અત્યાર સુધી તમે ધર્માત્મા અને સાચા સુપુત્રો રહ્યા છો, અને અમે ભારત માતાના કુપુત્રો અધર્મી બન્યા છીએ. પણ હવે અમે તે પાપમાંથી છૂટી પવિત્ર બનવાનું ઇચ્છીએ છીએ. તમે અમારૂં પાપ સ્વીકારવાને શું તૈયાર છો? શું તમે સુપુત્રો કુપૂત અને ધર્મી અધર્મી બનશો કે?"

સઘળા:—" નહિ, કદિ પણ નહિ. "

એક મજુર:—" પણ વિદેશી કપડાં શા કારણે શેઠ શ્રી અમને આપવાને તૈયાર થયા છે? "

ધનશ્યામ—" તેઓશ્રી કેવળ તમારી પરીક્ષા કરે છે કે તમે ધર્મ શું ચીજ છે તે જાણો છો કે નહિ. તેઓશ્રી તમને પાપમાં કદિ પણ નાખેજ નહિ. જે પાપથી મુકત થવાને અમે માગીએ છીએ તે પાપમાં તમને નાખવાનું ખરાબ કૃત્ય તેઓશ્રી કરેજ નહિ. "

આ સાંભળી સર્વના હૃદય ગદગદીત થયાં. સુશીલા અને રામનારાયણનાં અંતઃકરણ પિતૃવાત્સલ્યનો પ્રભાવ સમજ્યાં. રામનારાયણે હર્ષાવેશમાં આવી ધનશ્યામને ઉંચકી લીધો અને બોલ્યો;

" ભાઇઓ ! "

સર્વ બોલી ઉઠ્યા; " અમે તો તમારા નોકર છીએ અમને તે પ્રમાણે સંબોધી લજ્જીત ના કરો. "

રામનારાયણ—" નહિ, તમે સઘળા મારા ભાઇઓ છો, એટલુંજ નહિ પણ તમે અમારા અન્નદાતા છો. તમારીજ

કમાઇથી મારૂં કુટુંબપોષણ ચાલે છે. તમારીજ કમાઇ ઉપર હું મોજ શોખ ઉડાડું છું. પરન્તુ હું મોહજાળમાં ફસાઇ આંધળો બનેલો હોવાથી તમને નોકરો સમજતો હતો. પ્રભુ કૃપાથી હું સમજ્યો કે આપણે સર્વે સર્વ શક્તિમાન દયાળુ પરમાત્માનાં બાળક છીએ. આપણે એક બીજાના ભાઇઓ છીએ. આજથી મને શેઠ અને તમને નોકર માનશો નહિ."

સઘળાં એકી અવાજે બોલી ઉઠયાં; "શેઠશ્રીની જય! શેઠશ્રીની જય!"

રામનારાયણ—"મારી જય ના બોલો, ભાઇઓ! જય બોલો મહાત્મા ગાંધીજીની કે જેમણે પરોક્ષરૂપે મને જ્ઞાન આપી વધુ પાપમાં પડતો બચાવ્યો છે."

પચાસ હજારના મુખમાંથી નીકળતા મહાત્મા ગાંધીની જયના નાદે નભોમંડળને ગજાવી મુક્યું.

રામનારાયણ—"ઉપરાંત ઘનસ્યામ અને તેની માતાની જય બોલો કે જેમણે મારા મોહરૂપી પડદાને ચીરી નાખી મને સત્ય પ્રકાશમાં મુક્યો છે."

સઘળા લોકોએ ઘનસ્યામ અને શેઠાણીની જય એકી સાથે બોલાવી.

રામનારાયણ:—"તમારી સમક્ષ મારે મારી ભૂલ કબુલ કરવી જોઇએ, અને તે એ છે કે આ વિદેશી કપડાં તમને આપવાને હું અહીંઆં લાવ્યો હતો. પરંતુ ઘનસ્યામે તમને જે બાબત સમજાવી, તેનું મને ભાન નહોતું. સમયને અનુસરીને તે થોડું જુઠું તો બોલ્યો, જે વ્યવહારુ દૃષ્ટિએ ખોટું તો નથીજ. છતાં હું સ્પષ્ટ કરીશ, કે પોતાની થયેલી ભૂલ સ્વીકારી લેવી, એ ઉત્તમ છે."

સુશીલા બોલવાને ઉભી થઇ, કે તરતજ લોકોએ શેઠાણીની જય બોલાવી.

સુશીલાઃ—"વ્હાલી બ્હેનો અને ભાઇઓ! આજથી તમે લોકો અમારા નોકર નથી, પણ અમારાં કુટુમ્બીઓ છો. આપણ સર્વ એકજ બાપનાં બાળક છીએ. આજ સુધી તમોએ જે દુઃખ વેઠયું છે, તેમાંથી તમને મુક્ત કરવામાં આવશે, અને આપણે સર્વ એક કુટુંબી પ્રમાણેજ હળીમળીને રહીશું."

સુશીલા બેસી ગઇ. ઘનસ્યામ, રામનારાયણ અને સુશીલાએ કપડાં સળગાવી દેવાનો નિશ્ચય કર્યો. ઘનસ્યામ ઉઠયો અને બોલ્યા; કે "અમે આ વિદેશી કપડાંની હોળી કરવાનો નિશ્ચય કર્યો છે. જે ચીજને આપણે પાપ માની તેનો નાશ કરવો એજ શ્રેયસ્કર છે. આપણને મોહજાળમાં ફસાવનાર દુસ્મનનો, આપણા જીવન—શરીરને નષ્ટ કરનાર રોગનો, આપણા સંતોષ મહેલને ભસ્મિભૂત કરનાર અગ્નિનો સત્વર નાશ કરવો એજ આપણે માટે સ્તુત્ય છે. માટે આવો! આપણે એકત્ર મળી સર્વ પાપનો નાશ કરીએ."

મીલના કમ્પાઉન્ડમાં કપડાંનો ઢગ કરવામાં આવ્યો. ઘનસ્યામે તેમાં ગાસતેલ છાંટી દિવાસળી ચાંપી હડ હડ કરતો અગ્નિ ભભૂક્યો. મીલના ઝાડુવાળનારાથી મેનેજર સુધીના દરેક માણસે પોતાની પાસેનાં વિદેશી કપડાંની આહુતિ આપી અને સર્વવ્યાપી પરમાત્માને ભારતનાં પાપનો નાશ કરનાર આ અગ્નિને, સૂર્ય ચંદ્ર અને આકાશને સાક્ષી રાખી તેમણે પ્રતિજ્ઞા કરી, "અમે સર્વ આજથી ભારતમાં બનેલાં હાથથી કાંતેલાં, અને વણેલાં કપડાંનો ઉપયોગ કરીશું, એટલુંજ નહિ, પણ વિદેશી કપડાં અમે વાપરીશું નહિ, પરન્તુ શુદ્ધ સ્વદેશી કપડાંનો પ્રચાર કરવા હર હમ્મેશ તત્પર રહીશું."

રામનારાયણે મીલમાં કામ કરતાં સઘળાં માણસોને ખાદીની ટોપીઓ મંગાવી આપી. દરેકને માટે એક એક ખાદીનું પહેરણ બનાવી આપવા મેનેજરને સૂચવ્યું.

ભારત માતાનો જયનાદ બોલાવી સર્વ પોત પોતાને ઘેર ગયાં.

(૯)

ઇન્ફ્લુએન્ઝા પૂર જોસમાં ફાટી નીકળ્યો છે. હજારો જીવોના બાલદાન લેવાઇ ચૂક્યાં છે. આ રોગમાં ગરીબો પ્રમાણમાં વધુ સપડાયા, અને તેમાં વળી અસ્પૃશ્ય લોકોની કમબખ્તીનો પારજ ન હતો. મધ્યમ વર્ગના સ્પૃશ્ય લોકોને માટે ગરીબોની કમાઇથી બનેલા ધનવાનોએ દવાખાનાનો પ્રબંધ કરેલો હોવાથી તે વર્ગની કંઇક અંશે સારવાર બની શકી પણ બિચારા અસ્પૃશ્ય વર્ગની ખુવારી ઘણીજ વધી પડી. તેમનાથી મોટા મોટા પદવીધર દાકતરો દૂર ભાગવા લાગ્યા. ધર્મના વાડામાં જકડાએલા હિન્દુ વૈદરાજોએ તેમના પ્રતિ નજર કરી નહિ. આભડછેટ નહિ માનનારા દાકતરોએ તેમની પાસેથી પૈસા મળશે નહિ એવા ખ્યાલથી તેમની સેવા કરી નહિ.

ઘનસ્યામ અને તેનો સાથી મિત્ર નિયમાનુસાર ભજન ગાતાં ગાતાં નિકળ્યા. આજે તેઓ નરસિંહ મહેતાનું નીચેનું ભજન લલકારતા હતા.

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે,
પર દુ:ખે ઉપકાર કરે તોએ, ઉર અભિમાન ન આણે રે, વૈ૦
સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેનીરે,
વાચ, કાછ, મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેનીરે. વૈ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી પર સ્ત્રી જેને માતરે,
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦

મોહ માયા વ્યાપે નહિ જેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે,
રામનામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાંરે. વૈ૦
વણ લોભી ને કપટ રાહત છે, કામ ક્રોધ નિવાર્યાં રે,
કહે નરસૈંયો તેના દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે. વૈ૦

આ ભજનનો ભાવાર્થ એવો છે કે વૈષ્ણવ તેજ હોઇ શકે કે જે બીજાના દુઃખને સમજી શકે છે, અને તેનેદૂર કરવા પ્રયત્ન કરે છે છતાં પોતે અભિમાન કરતો નથી, જગતને પરમાત્મા સ્વરૂપ ગણી વંદન કરે છે, કોઇની નિંદા કરતો નથી, જીભ, કાયા અને મનને કાબુમાં રાખે છે. જે આવો બને છે તેની જનેતાને ધન્ય છે. જે સમદ્રષ્ટિ રાખે છે, તૃષ્ણાનો ત્યાગ કરે છે, પરસ્ત્રીને માતા સમાન સમજે છે, કદી જૂઠું બોલતો નથી, પરધનને અડકતો નથી, મોહ માયાથી અલિપ્ત રહે છે, દ્રઢ વૈરાગી રહે છે, જેના હૃદયમાં ભગવાનની ભકિત રમ્યા કરે છે અને તેથી કરીને પોતાના હૃદયને તીર્થનું ધામ માને છે, જે નિર્લોભી અને નિષ્કપટી છે અને કામ અને ક્રોધ વિહીન છે તેને માટે નરસિંહ મહેતા કહે છે કે એવા મનુષ્યનું-વૈષ્ણવનું દર્શન કરવાથી ઇકોતેર પેઢી તરી જાય છે.

ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યા છે. સૂર્યનારાયણ વાદળોમાં સંતાતો પશ્ચિમ તરફ જાય છે છતાં સ્વયંસેવકો પોતાની ધૂનમાં આગળ ચાલ્યાજ કરે છે.

આજે તેમને કચરાપટ્ટી તરફ જવાનું હતું. તેઓ ત્યાં જઇ પહોંચ્યા અને ચોતરફ જોયું; રસ્તા સાફ હતા, ગાડાં હતાં, અને બીજી બાજુએ ભંગીઓને રહેવાનાં ઘર હતાં. કચરાપટ્ટી આગળ પહોંચતાં તેમાંના એકનું માથું દુર્ગંધને લીધે

ફરવા માંડયું. તેણે ગજવામાંથી દવા કાઢી સુંઘી લીધી તેથી કંઇક ઠીક લાગ્યું ત્યાર બાદ તેઓ મકાનો તરફ ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓને કાને દુખીઓ અવાજ પડ્યો. જે તરફથી તે અવાજ આવ્યો તે તરફ તેઓ વળ્યા. તેમની સંખ્યા પાંચની હતી. ત્હેમાંના ચાર વીસ વર્ષથી નાના હતા અને એક પચ્ચીસેક વર્ષનો હતો. તેઓ આગળ વધતા હતા; તેવામાં સૌથી મોટાએ કહ્યું કે " ભાઇઓ આપણે તો માત્ર જોવાને માટે આવ્યા છીએ. આપણે ઘરોમાં જવાની જરૂર નથી; " કોઇએ સાંભળ્યું પણ નહિ અને જેણે સાંભળ્યું તેણે ધ્યાન પર લીધું નહિ. તેઓ ઉતાવળે પગે ચાલતાં ચાલતાં ટીનનાં પતરાંથી બાંધેલી એક ઝુંપડી પાસે જઇ પહોંચ્યા. ઝુંપડીમાં એક બાજુ ઝાડુ પડયું હતું અને બીજી બાજુ ટોપલો પડયો હતો. ઝુંપડીમાં બત્તી પણ નહોતી. સંધ્યાકાળ વીતી ગઇ હોવાથી ઝુંપડીમાં કંઇ પણ દેખાતું ન હતું. ઘનસ્યામે પોતાની ઝોળીમાંથી ગુપ્ત ફાનસ કાઢયું અને તેના પ્રકાશથી ઓરડીમાં જોવા માંડયું. દુઃખથી પીડાતો એક માણસ ફાટેલી ગોદડી ઉપર પડેલો તેમના જોવામાં આવ્યો. તેની આંખો ઉંડી ગઇ હતી અને ડાચાં મળી ગયાં હતાં. ઓરડીમાં અન્ય કોઇપણ માણસ નહોતું. સર્વેએ આ કરૂણાપૂર્ણ દ્રશ્ય જોયું. સૌથી મોટાએ હરે કૃષ્ણ બોલી ઘનશ્યામનો હાથ પકડી બહાર રસ્તા તરફ ચાલતી પકડી.

ઘનસ્યામ ઉંડા વિચારમાં હતો તેથી તે રસ્તા તરફ ઘસડાયો હતો પણ છેવટે નિશ્ચય કરીને તે ઓરડી તરફ પાછો વળ્યો. તરતજ તેનો સોબતી તેનો હાથ પકડી કહેવા લાગ્યો, "ક્યાં જાય છે ? હવે આપણે ઘર તરફ જઇશું."

ધનસ્યામ તેના પ્રતિ ભવ્ય દ્રષ્ટિથી જોતો બોલ્યો; "મોહન ! તું આ શું કહે છે. ?

શું આપણે આ એક મરણ પથારીએ પડેલા દુઃખી માણસની સેવા પણ નહિ કરીએ ?"

મોહન--પાત્ર જોઇને મદદ થાય."

ધનસ્યામ--"દુઃખીને મદદ કરવી એ મનુષ્ય માત્રની ફરજ છે."

મોહન--તું હજુ બાળક છે. આ તો ધર્મ સિધ્ધાંતની બાબત છે. હું વધારે તો નથી જાણતો પણ એટલું જાણું છું કે આપણે ભંગીને અડકી શકીએ નહિ. કારણ કે આપણે વૈષ્ણવ છીએ, અને તે અંત્યજ-ભંગી છે."

ધનસ્યામઃ—"શું કહો છો? હમણાંજ આપણે ગાતા હતા, કે વૈષ્ણવ તેજ હોઇ શકે, કે જે બીજાનાં દુઃખોએ દુઃખી થાય, અને જ્યારે બીજાનાં દુઃખ મટાડવાની વાત પ્રત્યક્ષ આવી, ત્યારે કહે છે, કે તે તો અંત્યજ છે. ભલે તું તારો વૈષ્ણવ ધર્મ પાળ. હું તો નરસિંહ મ્હેતાએ કહેલો વૈષ્ણવ બનીશ. બીજાઓ તરફ ફરી તે બોલ્યો, હે ભાઇઓ! તમારી કેવી ઇચ્છા છે?"

સૌ કહેવા લાગ્યા, "ધનસ્યામ! અમે તો એટલુંજ જાણીએ છીએ, કે દુઃખીની સેવા કરવી, એ પરમ ધર્મ છે, અને જો તેવી સેવા ન કરી શકીએ, તો આપણે મનુષ્ય નથી. મોહન ભલે વૈષ્ણવ બને, પણ આપણે તો આપણો મનુષ્ય ધર્મ પાળીશું."

સૌ ઝુંપડી તરફ ચાલ્યા. મોહન ખીજાયો, અને બોલવા લાગ્યો, "આ શું કરો છો! તમે વૈષ્ણવ થઇને, ઉંચા કુળના થઇને ભંગીને અડકવા જાઓ છો! તેમ ના કરો. તમારા આ નીચ કાર્યથી તમારા કુટુંબીઓને નાતબ્હાર રહેવાનો પ્રસંગ આવશે."

મોહનના બોલવા તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ. તેઓ ઝુંપડીએ પહોંચ્યા, ત્યારે ત્યાં એક ખ્રિસ્તી પાદરી તે દુઃખી ભંગીને કહેતો હતો, કે "ઇસુ ખ્રિસ્ત ઉપર વિશ્વાસ રાખ, તે તારી મદદે આવશે." પાદરીના હાથમાં ફાનસ હતું, તેથી દર્દી પાણી માંગતો હતો, તે તે કળી શક્યો. પાદરીએ તરતજ પોતાની કોથળીમાંથી એક શીશો કાઢયો, અને તેમાંના પ્રવાહી પદાર્થનો ચોથો ભાગ દર્દીને પાયો, દર્દીને કાંઇક આરામ જણાયો. પાદરી કહેવા લાગ્યો, કે "મિ. ઘનસ્યામ! શું તમને તમારી જાતિનો ડર નથી? તમે ભંગીના ઘરમાં આવવાની હિંમત કેમ કરી શક્યા છો, તે મને સમજાતું નથી."

ઘનસ્યામઃ—"મને પરમેશ્વર સિવાય અન્ય કોઇનો ડર નથી. મને તમે કેવી રીતે ઓળખ્યો?"

પાદરીઃ—"સત્ય હકીકત તો એ છે, કે દશ વર્ષ પહેલ હું પણ એક ભંગી હતો, અને તમારે બંગલે કામ કરવા આવતો હતો. એક દિવસ મારી નહિ જેવી ભૂલને લીધે તમારા પિતાએ મને ખૂબ માર્યો તેથી મને મારી જાત પર તિરસ્કાર છૂટયો અને કકળતો રસ્તાની એક બાજુ ઉપર જઇ બેઠો. મેં સાંભળ્યું હતું કે પાદરીઓ ખ્રિસ્તી બનાવે છે. અને ખ્રિસ્તીને કોઇ સતાવી શકતું નથી. મેં વિચાર કર્યો કે હું ખ્રિસ્તી બનું. ધર્મ છોડવો પડશે ખરો પણ હિંદુ ધર્મમાં રહી શું લાભ થવાનો હતો વળી? ખ્રિસ્તીઓ મુસલમાનોને તેમજ હિન્દુઓને પોતાની પાસે બેસાડે છે. અને તેમની સાથે સારી રીતે વર્તે છે. હું હિંદુ ધર્મ પાળું છું. રામ અને કૃષ્ણની પૂજા કરું છું. છતાં હિંદુઓ મારા પ્રત્યે નીચ વર્તન રાખે છે. તેથી ખ્રિસ્તી થઇ જવું લાખો દરજ્જે સારું

છે. દેવજોગે અર્ધા કલાક બાદ ત્યાંથી એક પાદરી નીકળ્યો તેની સાથે જઇ હું ખ્રિસ્તી બન્યો. લખતાં વાંચતાં શીખી બે વર્ષમાં હું પણ પાદરી બની ગયો. હવે હું મારા ભંગી ભાઇઓને ખિસ્તી બનાવવા પ્રયત્ન કરૂં છું. જેઓ સારી સ્થિતિમાં ખિસ્તી નથી બનતા તેઓ દુઃખી હાલતમાં ખિસ્તી બનેછે. કારણ કે હિન્દુઓ તેમને મદદ કરતા નથી."

ઘનસ્યામ--"જે કર્યું તે ઠીક કર્યું પણ આ ભાઇને તો તું ખ્રિસ્તી નહિ બનાવી શકે."

પાદરી--"તમારાથી તેમ બની શકશે નહિ."

ઘનસ્યામ--"મારાથી બને છે કે નહિ તે તું જો. એમ કહેતાં તે પોતાના મિત્રો તરફ જોઇ બોલ્યો ભાઇઓ! જરા નળમાંથી પાણી લઈ આવો. આ ભાઇનું શરીર સાફ કરવાની જરૂર પડે તેમ છે."

પાદરી--"આ શું કરો છો ? તાવમાં બિચારાને નવરાવી મારશો નહિ.

"એમ છે તો અમે તેને કપડાથી સાફ કરીશું." ઘનશ્યામે કપડું લઇ તેનું શરીર સાફ કર્યું. દુર્ગંધની પરવા નહિ રાખતાં તેના મિત્રોએ પણ તેને મદદ કરી; પછીથી તેને ઓઢાડવાને માટે કપડાની શોધ માટે આમ તેમ તપાસ કરી પણ કાંઇ મળ્યું નહિ. ઘનશ્યામે તરતજ પોતાનો કોટ ઉતારી તેને પહેરાવ્યો. એક જણે પોતાનું ધોતીઉ ચીરી તેને પહેરાવ્યું. પાદરી બોલ્યા ચાલ્યા સિવાય જોતો ઉભો રહ્યો. સ્વયંસેવકો તેને ઉપાડી લઇ ચાલવા લાગ્યા એટલે પાદરી બોલ્યો; કે "મિ. ઘનશ્યામ! એને ક્યાં લઇ જાઓ છો?"

ઘનશ્યામ:—"ઇન્ફ્લુએન્ઝામાં સપડાયેલા રોગીઓ માટે સ્થાપેલી હોસ્પિટલમાં એને લઇ જઉછું."

પાદરી.—"ત્યાં તેને કોઇ સંઘરશે નહિ તેનું કેમ?"

ઘનસ્યામ.:—"જોઇ લેવાશે."

દુઃખી ભંગીને ઉપાડી ત્યાંથી વિદ્યાર્થીઓ ચાલી નીકળી મહાલક્ષ્મી પહોંચ્યા. પાદરી પણ તેમની પાછળ પાછળ ગયો. ગ્રાંટરોડની ટીકીટ લીધી. ગાડી આવી. સઘળા દર્દી સાથે ગાડીમાં બેસી ગ્રાંટરોડ ઉતર્યા. ત્યાંથી વિકટોરીઆ ભાડે કરી તેઓ હોસ્પિટલે પહોંચ્યા. હોસ્પિટલના કાર્યવાહકોએ સઘળી હકીકત જાણ્યા બાદ કહ્યું કે "આ હોસ્પિટલ ભંગીઓ માટે નથી. આતો ઉંચ વર્ણના હિંદુઓ માટે છે."

સ્વયંસેવકો દુઃખી થયા અને ક્ષણભર મૂઢ બની ઉભા.

પાદરીઃ—"મેં તો તમને પ્રથમજ કહ્યું હતું. હવે તો જો તમે મારી સાથે ચાલો, અને પાદરીના દેવળ સુધી એને મુકી જશો, તોજ એ બિચારો બચશે."

ઘનસ્યામઃ—"તેમ કદાપિ બનશે નહિ. હું તેને મારે ઘેર લઇ જઇશ. મારા બંગલામાં રાખીશ."

ગાડીઓ ભાડે કરી સર્વ બેઠા, અને ઘનસ્યામના બંગલે પહોંચ્યા. ઘનસ્યામ એકદમ દોડયો, અને સઘળી હકીકત પોતાની માને કહી સંભળાવી, અને કહ્યું, કે "માતાજી! એને કયાં રાખું?"

આ વખતે રામનારાયણ ઘર આગળ નહોતા. તે સ્વરાજ સભાની મીટીંગમાં ગયા હતા.

સુશીલાઃ—"હમણાં તો નોકરોને રહેવાની ઓરડીમાં રાખ. તારા પિતાજી આવશે, ત્યારે બીજી ગોઠવણ થઇ રહેશે.

રોગીને લેવાને ઘનસ્યામ ગાડી તરફ ગયો. સુશીલાએ નીચે આવી એક ઓરડી ઉઘડાવી સાફ કરાવી તેમાં ખાટલો તૈયાર કરી પાથરી આપ્યો, અને એક બાજુ ફાનસ મુકાવ્યું."

પોતાના સહયોગીઓની મદદથી ઘનશ્યામે રોગીને ઉપાડી લાવી ખાટલામાં સુવાડયો. ટેલિફોન કરી વૈદ્યને બોલાવ્યો. તેણે ઉપચારોની શરૂઆત કરી. સુશીલા માની માફક સેવા કરવા મંડી પડી. તે વખતે રામનારાયણ પણ ત્યાં આવી પહોંચ્યા. તેણે સઘળી હકીકત જાણી લીધી. હકીકત સાંભળી તેને હર્ષાશ્રુ આવ્યાં. તેણે ઘનશ્યામને છાતીએ દબાવીને કહ્યું; "બેટા! તેં આજે મારા કુળને દિપાવ્યું છે. દુઃખીનુ દુઃખ ફેડવા કટિબદ્ધ થાવું એ આપણી ફરજ છે—ધર્મ છે."

(૧૦)

ત્રીજો પહોર થયો. સૂર્યનો તાપ કમી થતો ગયો અને સંધ્યાકાળ થવા આવી. ઘડીઆળનો નાનો કાંટો છની નજીક પહોંચ્યો અને મોટો કાંટો અગીઆર ઉપર આવી લાગ્યો.

ખાદીની ટોપી અને ખાદીનાં પહેરણ પહેરી સ્વયંસેવકો લાલ પટ્ટા ચઢાવી પેરેલમાં આવેલી દારૂની દુકાનોની આજુબાજુ પહેરો ભરી રહ્યા હતા. એક સરખા પોશાકથી કોઇની ઓળખ પડતી નહોતી, પરન્તુ મુખાકૃતિ અગર બોલવા ઉપરથી હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી અને પારસી સ્વયંસેવકો ઓળખી શકાતા હતા.

સ્વયંસેવકોમાંનો એક બોલ્યો; "ડરો! ડરો! દારૂથી ડરો. પરમાત્માનો ડર રાખો અને દારૂ પીવાની બદીથી દૂર રહો."

બીજો બોલ્યો; "બાબાનો દારૂ પિઉંનકા. આપલ્યા સાઠીં, આપલ્યા બાયકા પોરા સાઠીં દારૂ પિઉંનકા."

દારૂ પીવાને દુકાનમાં જતા દરેક મનુષ્ય પાસે જઇ સ્વયંસેવકો કહેતા હતા કે "ભાઇ, શા માટે તમે તમારા ધન, માલ અને શરીરનો નાશ કરો છો? તમે તમારી જાત અને કુટુંબને શા માટે

ભીખારી અવસ્થામાં લાવી મુકવા તૈયાર થયા છો? તમે દારૂ પીવાની ટેવ છોડીને તેથી બચેલા પૈસામાંથી તમારાં બાળક માટે એકાદ ઘરેણું પણ કરાવી શકો છો."

કેટલાક શરમના માર્યા ચાલતા થયા અને કેટલાક દુકાનમાં પેસવા લાગ્યા ત્યારે ત્યાં પણ સ્વયંસેવકો કહેતા હતા કે "ભાઇઓ! દારૂ ના પીઓ. ભગવાનને માટે પણ તે પાપમાંથી બચો. ખુદાને વાસ્તે તે હરામ ચીજને મોં સરસી આવવા ના દો." ત્યાંથી પણ કેટલાક બહાર નીકળી ગયા અને કેટલાકો સ્વયંસેવકોને ધકકા મારીને પણ દુકાનમાં ઘુસી દારૂ ઢીંચી ગાંડાની માફક આમ તેમ ડોલાં ખાતા, ગાળોનો વરસાદ વરસાવતા, જેમ ફાવે તેમ બોલતા બહાર નીકળતા હતા.

આજે સુશીલા અને ઘનશ્યામ પરેલનાં દારૂનાં પીઠાં ઉપર અન્ય સ્વયંસેવકોની સાથે પહેરો ભરતાં હતાં. અહીંથી થોડેજ દૂર તેમની મિલ હતી. તેમાં મિલના મજુરો દારૂ પીવાને આવતા હતા પણ તેમને જોઇ નાસી જતા. દુકાનવાળાની કમાઇમાં ૯૯ ટકાનો ઘટાડો થયો જેથી તે ઘણોજ નારાજ થયો. તે સ્વયંસેવકો અને દેશભકતોને ગાળો દેવા લાગ્યો. વિચાર કરી તેણે એક યુકિત શોધી. ત્રણ મજબૂત બાંધાના પહેલવાનોને બોલાવ્યા અને તેમને કહ્યું, "તમે સ્વયંસેવકોને માર મારી તેમનાં હાડકાં એવાં તો ખોખરાં કરો કે જેથી તેઓ અહીં પહેરો ભરવાનું (પિકેટિંગનું) કામ કરતા ભૂલી જાય." તેમ પણ બન્યું. સ્વયંસેવકો ઉપર લાકડીઓનો માર પડવા લાગ્યો. માર સહન કરતા સ્વયંસેવકો તેમને કહેતા હતા કે "ભાઇઓ! દયાળુ પરમાત્માથી ડરો. દારૂ પીવાના પાપથી બચી તમે તમારો આ ભવ અને પરભવ સુધારો."

આગળ આવી હાથ જોડીને સુશીલા કહેવા લાગી; "બન્ધુઓ! તમે આ શું કરો છો? તમારૂં ભલું કહેનાર તમારાજ ભાઈઓને તમે શા માટે મારો છો?"

એક જણે સુશીલા ઉપર લાકડી ઉગામી. ઘનશ્યામ ઉછળી વચ્ચે પડ્યો. લાકડી સુશીલા ઉપર નહીં પડતાં ઘનશ્યામના માથા ઉપર પડી અને માથું ફાટ્યું. ચક્કર ખાઇ ઘનશ્યામ જમીન ઉપર પડી ગયો. સુશીલાએ દોડી જઈ ઘનશ્યામને ખોળામાં લીધો. રામનારાયણના કેટલાક નિમકહલાલ નોકરોએ સુશીલા અને ઘનશ્યામના રક્ષણાર્થે તેમની સાથે રહેવા ઇચ્છા દર્શાવી પણ તેમની તે ઇચ્છા સ્વીકારાઇ નહિ હોવા છતાં તેઓ આમ તેમ છુપાઇ ફરતા હતા, તેઓ આ વખતે ઘનશ્યામને લાકડી વાગી જાણતા દોડી આવ્યા. તેમણે લાકડી મારનારને પકડી મારવા માંડ્યો. એક ઘરડો નોકર ઘનશ્યામ પાસે બેસી ડુસકે ડુસકે રડવા લાગ્યો. સુશીલા ઘનશ્યામનું માથું બુઢ્ઢા નોકરના ખોળામાં રાખી ઉઠી અને નોકરો તરફ દોડી જઇ પોકારી ઉઠી; "આ શું કરો છો? છોડી દો! છોડી દો એને! એ બિચારાને ન મારો!"

નોકરો સુશીલાની આજ્ઞાનો અનાદર કરી શક્યા નહિ. તેમણે લાકડી મારનારને છોડી દીધો. તે સુશીલા તરફ એકી નજરે જોઇ રહ્યો. ધાંધાટ થઇ ગયેલો હોવાથી ત્યાં બે પોલીસ આવી પહોંચી હતી. પોલીસે પેલાને પકડ્યો અને સુશીલાને પૂછ્યું; "જેને વાગ્યું છે તે તમારો પુત્ર છે?"

સુશીલાએ ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો:—"હા."

એક સિપાઇ બોલ્યો; "તમારે થાણામાં આવવું પડશે."

રામનારાયણના એક નોકરે પ્રશ્ન કર્યો; કે "તમે કોને થાણામાં આવવાનું કહો છો? તમે જાણો છો કે એ કોણ છે? સામે દેખાતી મિલના તે માલિક છે......"

સુશીલા વચમાં બોલી ઉઠી; "ભાઇ ! આ ભાઇને છોડી દો. તેની કંઇજ કસૂર નથી. ગુન્હો કરનાર અન્ય છે. તમે તેને સજા નહીં કરી શકો."

સુશીલાને ઓળખતાં સિપાઇ ગભરાઇ ગયો. તેણે નમ્રતાથી એક વાર સુશીલાને કહ્યું; "ધનસ્યામભાઇનું માથું ફોડનાર બદમાશોને તમે સજા નહિ અપાવો ?"

સિપાઇએ તેને છોડી દીધો. તે દોડતો આવી સુશીલાને પગે પડી હૃદયફાટ રોવા લાગ્યો. સુશીલાએ પ્રેમપૂર્વક તેના માથા ઉપર હાથ રાખી કહ્યું; "ભાઇ ! ઉઠ રોવાથી શું ફાયદો છે ?" તેણે કહ્યું; " મા ! આજે ક્ષમા આપો ! તમે મને નવજીવન બક્ષ્યું છે. "

સુશીલાઃ—"ભાઈ! ક્ષમા સર્વશક્તિમાન પરમાત્માની માગ કે જેથી તારૂં કલ્યાણ થાય. મારી એક વાત ધ્યાનમાં લે, અને તે એ છે કે જે દારૂ પીવાથી તોફાની બની તેં મારા દીકરાનું માથું ફોડયું છે તેજ દારૂને ભારતદેશમાંથી હાંકી કાઢવાને કટિબદ્ધ થા! જેથી દયાળુ ભગવાન તારા ઉપર ખુશી થશે અને તારા પાછલા સઘળા અપરાધો તે ક્ષમા કરશે."

તરતજ બદમાશે બદમાશી છોડી સ્વયંસેવક બનવા ખુશી બતાવી. સુશીલાએ કેપ્ટનને પૂછાવી સ્વયંસેવકનાં કપડાં અને પટ્ટો તેને અપાવ્યો. તેણે કપડાં અને પટ્ટો પહેરી સુશીલાની ચરણરજ લીધી અને કહ્યું;

"મા ! આશીર્વાદ આપો કે મને મારા કામમાં સફળતા મળે." સુશીલાએ તેને આશીર્વાદ આપ્યો.

ઘનસ્યામનો નોકર ઘોડાગાડી ભાડે કરી લાવ્યો અને સુશીલાને ઘેર ચાલવા કહ્યું. ત્યારે તેણે જવાબ આપ્યો; "ઘનસ્યામને ઘેર લઇ જાઓ, એક જણ નજીકમાં આવેલા પબ્લીક ટેલીફોને જઈ ટેલીફોન કરી દાકતરને તાબડતોબ ઘેર આવવા કહો; પહેરો ભરવાનો મારો સમય પુરો થશે કે તરતજ હું ઘેર આવીશ."

આટલા વખતમાં તો ત્યાં હજારોની ઠઠ જામી ગઇ હતી. આ બનાવથી લોકો ઉપર સારી અસર થઇ. જેણે સાંભળ્યું તેણે સુશીલાને ધન્યવાદ આપ્યો. ત્યાં જેટલા દારૂડીઆ હતા તેમણે દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લીધી.

ઘનસ્યામને ગાડીમાં બેસાડયો. બુઢ્ઢા નોકરે ઘનસ્યામને ખોળામાં લીધો અને ગાડી રવાના થઇ લોકોએ ગગનભેદી અવાજથી મહાત્મા ગાંધીજીની જય બોલાવી અને ભીડ ઓછી થવા લાગી.

દારૂના જે પીઠા આગળ ઉક્ત બનાવ બન્યો તેમાં બે ભાઇઓ ભાગીદાર હતા. ઉકત બનાવને લીધે નાના ભાઇનું હૃદય બદલાયું—પીગળ્યું. થોડી વાર સુધી ઢીંચણમાં માથું રાખી બેસી રહ્યા બાદ તે બોલ્યો; "ભાઇ ! હદ આવી રહી. હવે તો આપણો આ ધંધો બંધ કરવામાંજ લાભ છે."

મોટો ભાઇ ઠાવકું મોં રાખી કહેવા લાગ્યો; "આપણા ધંધાની આડે આવનાર હવે કોઇ રહ્યું નથી.'

નાનો ભાઈ—"શું કહો છો ? બાઇ ! દિકરાને ઘેર મોકલી પોતાની ફરજ અદા કરવાને તેની મા પહેરો ભરી રહી છે. આવા પ્રકારના આત્મત્યાગ આગળ આપણો ધંધો કેવી રીતે ચાલવાનો હતો ?"

મોટા ભાઇએ હસીને કહ્યું; " તું તો ભોળો છે. જ્યાં સુધી બ્રિટિશ સરકાર આપણી પડખે ઉભેલી છે ત્યાં સુધી આપણને કોઇ પણ પ્રકારનો ડર રાખવાને કારણ નથી.

નાનાભાઇએ ઉશ્કેરાઇ જઇ કહ્યું; બ્રિટિશ સરકારમાં ભરોસો રાખવો હવે વ્યર્થ છે. શું તમે સરકારને પરમાત્માથી અધિક માનો છો? જે ચીજને ખરાબ સમજી સમસ્ત દેશ તેની સામે થયો છે તેને માટે સરકારની મદદથી તે દેશની પ્રજાનાં ખૂન કરવાનું તમને કેમ સુઝે છે ? જ્યાં તે ચીજ નાબુદ કરવાને પ્રજા હથેળીમાં માથું રાખી કટિબધ્ધ થયેલી છે ત્યાં સરકાર શું કરી શકવાની હતી ? બોલતાં બોલતાં તેનો કંઠ ભરાઇ આવ્યો; તેનું બોલવું સાંભળી એક સ્વયંસેવક ત્યાં આગળ આવ્યો અને બોલ્યો "સરકાર કાંઇ કરી શકનાર નથી. જ્યાં મોતની બ્હીક છે ત્યાંજ બળજોરી કામ કરી શકે છે; અને એ પણ યાદ રાખજો કે પરમાત્માનું બળ બ્રિટિશ સરકાર સાથે દુનીઆભરની બધી સરકારોના એકત્ર બળ કરતાં અધિકતર વિશેષ છે, જેથી તેનાથી ડરો. પરમાત્માજ તે ખરાબ ચીજને નાબુદ કરવા ઇચ્છે છે."

આ વાત ચાલતી હતી એટલામાં જે ત્રણ ભાડુતી નોકરો સુશીલાના ઉપદેશથી સ્વયંસેવકો બન્યા હતા તે ત્યાં આવ્યા અને કહેવા લાગ્યા કે; " અમે રગે રગે દારૂડીઆ બનેલાઓ પરમાત્માની મરજીથી હવે દારૂની બદી અટકાવવાને માટે સ્વયંસેવકો બન્યા છીએ અને તમારી દુકાન બંધ

કરાવવાને તૈયાર થઇ આગળ આવ્યા છીએ, અમોને દારૂના દુર્વ્યસનના પરિણામે દશ દશ વખત સજા થઇ હતી છતાં સુધરવાનો વિચાર આવ્યો ન હતો; પરંતુ હવે માત્ર એકજ પ્રત્યક્ષ સ્વઅનુભવથી અમે સુધરી ચુકયા છીએ." દારૂડીઆઓની આ સ્થિતિ જોઇ મોટાભાઇનું હૃદય પીગળ્યું.

નાનાભાઇએ કહ્યું; "દેશ વિરૂદ્ધ થઇને સરકાર તમને મદદ કરે એવી તે ભોળી નથી. દુકાન હું બંધ કરીશ. તમે શું કહેવા માગો છો ?"

મોટાભાઇ ચૂપ રહ્યો અનેકાંઇ બોલ્યો નહિ. નાનાભાઇએ દુકાન બંધ કરાવી.

પહેરામાંથી–પિકેટિંગમાંથી ઘેર આવી સુશીલાએ ઘનસ્યામને બેશુધ્ધ સ્થિતિમાં પડેલો જોયો. માથા ઉપર પાટા બાંધી સચેતન કરવાને દાકતર ઉપચારો કરી રહ્યો હતો. લોહીના વહેવાને લીધે ધનસ્યામનું શરીર સફેદ થઇ ગયું હતું. સુશીલા ધનસ્યામના ખાટલા પાસેજ બેસી ગઇ અને નિરાશાપૂર્ણ નયનોએ ધનસ્યામ તરફ જોવા લાગી. જોતાં જોતાં તેની આંખોમાંથી ટપ ટપ આંસુ ખરવા લાગ્યાં.

એટલામાં રામનારાયણ આવી પહોંચ્યો. તેને સઘળી હકીકતની ખબર પડેલી હતી. આવીને તરતજ તેણે પુત્રપ્રેમથી ધનસ્યામના મોં પર હાથ ફેરવતા દાકતરને પૂછ્યું કે "જીવનદોરી તૂટી જવાની બ્હીક તો નથીને ?"

દાકતરે ડચકાં ખાતાં કહ્યું; "નાજી !"

સુશીલા રોઇ પડી. રોતાં રોતાં તે બોલી હાય ! દિકરા ! મારા રક્ષણાર્થે તેં 'તારા પ્રાણની આહુતિ આપી !'

રામનારાયણ પોતાની આંખો લુછી બોલ્યો કે "સુશીલા ! દુઃખી ન થા. દુઃખ એટલે શું ? તારો દિકરો કર્તવ્યપરાયણ હતો. સ્વદેશને માટે માતાનું રક્ષણ કરતાં તે કાળના પંઝામાં સપડાયો છે તો તેની ચિંતા શી ? ચાલો આપણે પરમાત્માની પ્રાર્થના કરીએ. તે તેનું રક્ષણ કરશે. જે કાંઇ બન્યું છે તે તે દયાળુની ઇચ્છાથીજ બન્યું છે એમ માની આપણે સંતોષ માનવો ઘટે. આપણે તો શ્રી કૃષ્ણ ભગવાનના કહેવા મુજબ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ફળની આશા રાખ્યા સિવાય કર્તવ્ય કર્યાંજ જવું; ઘનસ્યામે સ્વકર્તવ્ય બજાવ્યું છે; ફળ ભગવાન આપશેજ. જો તે મૃત્યુ પામશે તો તેનું નામ ધર્મવીરોના ઇતિહાસમાં અમર થશે. એક હિન્દી કવિએ લખ્યું છે કેઃ—"

"મરના ભલા હૈ ઉસકાજો અપને લિયે જીયે, જીતા હૈ વહ જો મર ઉસકા નિજ દેશ કે લિયે" દયાળુ પરમાત્માની દયાથી થોડા દિવસમાં ધનસ્યામ સાજો થયો અને ફરીથી તે પોતાનું કાર્ય કરવા મંડી પડયો.

રામનારાયણ ભયંકર તાવના પંઝામાં સપડાયો છે. ત્રણ દિવસ થયાં તાવ ઉતર્યો નથી. સુશીલા, ધનસ્યામ અને બીજાં માણુસો રામનારાયણુના પલંગની ચારે બાજુએ વિંટાઇ બેઠાં છે. સુશીલાની આંખો આંસુથી ભરેલી છે. ધનસ્યામની આંખમાંથી ટપક ટપક આંસુ ગરી રહ્યાં છે.

ડાકતર આવ્યો. રામનારાયણુની છાતી ઉપર નળી રાખી તે સ્થિતિ વિચારવા લાગ્યો, રામનારાયણે ધીમે રહીને ભાંગ્યા–તૂટયા શબ્દોમાં કહ્યું; કે "હવે મને અધિક પાપમાં ન નાખો"

તેણે સુશીલા તરફ નજર ફેંકી, તે નજર કરૂણાપૂર્ણ, હૃદય-ભેદક, આત્મગ્લાનિ અને પશ્ચાતાપ પ્રદર્શક તેમજ આન્તરિક ભાવ પ્રકાશક હતી.

સુશીલા તે જોઇ શકી નહિ, તેનું હૃદય ચીરાઇ ગયું. તેણે પોતાના હાથમાં મોં સંતાડયું. પાસે બેઠેલાઓએ આ જોયું. તેમનું હૃદય પણ પાણી પાણી બની ગયું.

ઘનશ્યામ પિતાની સોડમાં પેસી રડવા લાગ્યો પણ રામનારાયણે પ્રેમથી તેના માથે હાથ ન ફેરવ્યો.

દાકતર શાંત થઇ ઉભો હતો. વિસ્મયતાપૂર્વક તે આ બનાવ જોઇ રહ્યો હતો. તે પોતાને અપમાન થયેલું સમજતો હતો. તે દાકતરને કોઇએ એક વખત પણ ખુરશી ઉપર બેસી દર્દીની સ્થિતિ તપાસવાનું કહ્યું નહિ.

એક નોકર દાકતરનો ભાવ જાણી ગયો. તેણે કહ્યું; " બિરાજો દાકતર સાહેબ ! શેઠજીની તબીયત કેમ છે તે તપાસો ? "

હજી દાકતર બેઠો નહોતો એટલામાં રામનારાયણે સુશીલાને બોલાવી. બોલાવવાનું કારણ સુશીલા કળી શકી, તે ઉઠી અને દાકતરને બીજા ઓરડામાં લઇ ગઇ. તેણે દાકતરને કહ્યું; " દાકતર સાહેબ ! તકલીફ માફ કરજો. દવાનું સેવન કરવા તૈયાર નથી. " દાકતરને ફી આપી ફરીથી તેણે કહ્યું; " સાહેબ માફ કરજો ! "

સુશીલા ત્યાંથી પોતાના પતિ સાથે ગઇ. દાકતર થોડીવાર ઉભો રહી ધીમે ધીમે ચાલતો થયો.

રામનારાયણ:--" સુશીલા ! જે લોકોથી દેશની શારીરિક સ્થિતિ ખરાબ થઇ, જે લોકોએ પ્રાકૃતિક ચિકિત્સાઓને એક બાજુએ

રાખી બનાવટી દવાઓથી આપણી ઇન્દ્રિયોને નિર્બળ અને નિઃસત્વ બનાવી, જેઓ દેશના.........છે, તેમના હાથે મારી દવા કરાવવા ઇચ્છો છો ? મોહને લીધે શા માટે હાથે કરીને કર્તવ્યભ્રષ્ટ બની મને ધર્મભ્રષ્ટ કરવા ચાહો છો ? ”

સુશીલાએ માથું હલાવી કહ્યું; “ નહિ નાથ ! ડાકતર પોતેજ આવ્યો હતો. જેઓ પરમાત્મામાં ભરોસો રાખેછે, જેઓ પ્રાકૃતિક નિયમોનું પાલન કરેછે, જેઓ કુદરતના નિયમોને વહેવારમાં લાવેછે તેઓ વૈદ્ય અગર ડાકતરના બનાવટી ઉપચારોમાં વિશ્વાસ નથી રાખતા; છતાં પણ.........

સુશીલા બોલતાં બોલતાં અટકી ગઇ. રામનારાયણે આગ્રહથી પૂછ્યું “સુશીલા! ‘છતાં પણ’ શું ?”

સુશીલાને ઘનસ્યામની સ્થિતિ સાંભળી આવી; તેના મનમાં વિચારો ઉદ્‌ભવ્યા ! તે ડાકતરે કેવા કેવા ઉપચારો તેને માટે કર્યા હતા ? ખાવાપીવાનું ભૂલી જઇ ઘનસ્યામને સારો કરવા તે અહર્નિશ કેવો તત્પર રહેતો હતો? ડાકતર ના હોત તો ઘનસ્યામની કેવી દશા થાત ! થોડી વારે તેણે વિનયપૂર્વક જવાબ વાળ્યો; “સ્વામીનાથ ! છતાં પણ ડાકતર સર્વથા નિરૂપયોગી તો નથી. ઘનસ્યામનો વિચાર કરો. જો ડાકતર ના હોત—ડાકતરે એટલી બધી ચિકિત્સા કરી ના હોત તો ઘનસ્યામ જીવતો રહી ક્યાંથી તમારી સેવાર્થે હાજર રહી શકયો હોત ?” બોલતાં બોલતાં સુશીલાનું ગળું રૂંધાઇ ગયું. તેની આંખોમાંથી આંસુનાં બે ચાર ટીપાં ખરી પડયાં.

નિઃશ્વાસ નાખતાં ઘનસ્યામ બોલ્યો; “તમારૂં કહેવું કંઇક અંશે ઠીક છે ખરૂં, પરંતુ ડાકતરોની ખાસ જરૂર રહે છે એમ તો નહિજ માનવું.”

સુશીલા:—" દાકતરોની જરૂર રહે છે એવું મારૂં કહેવું નથી. મારા કહેવાની મતલબ એ છે કે વૈદકવિદ્યાની જરૂર તો છેજ. પ્રાકૃતિક નિયમો નહિ પાળવાથી તાવ, ખાંસી વગેરે રોગ ઉત્પન્ન થાય છે જેનો તે નિયમો પાળવાથી નાશ થાય છે પરન્તુ આવા આકસ્મિક બનાવો પ્રસંગે દાકતરની સલાહની જરૂર પડે છે."

રામનારાયણ:—" તે વાત માની શકાય તેમ છે પણ ઘડીએ ઘડીએ દાકતરની સલાહ લેવી એજ ખરાબ છે. વળી આપણને ગરજ છે એમ દાકતરો માને છે અને અનુચિત લાભ લેવા તેઓ ચુકતા નથી જેથી તેવા પ્રકારના દાકતરોને દૂરથી નમસ્કાર કરવા એજ શ્રેયસ્કર છે. અકસ્માતો વખતે આપણે આપણા વૈદ્યોનીજ મદદ લેવી જોઇએ. અને વળી હું તો એમ કહું છું કે અકસ્માતોના ઉપચારો કરવાનું હરેક માણસે પોતેજ શીખવું જોઇએ અને જો તેમ બને તો પછી કોઇને પણ બીજા ઉપર આધાર રાખવો મટી જાય; તે બાબતમાં સૌ કોઇ સ્વાશ્રયી બને ! "

" માનસિક અને શારીરિક શાન્તિને માટે કોઇની સહાય લેવી ના પડે તેજ વાસ્તવિક સ્વાધીનતા હોઇ શકે. મનુષ્યે કેવળ તે મહાશક્તિ, તે પરમાત્મામાં નિશ્ચળ શ્રદ્ધા રાખવાની છે. "

બીજા ત્રણ દિવસ વીતી ગયા. રામનારાયણને તાવ ઓછો થયો હતો પણ તદ્દન ગયો ન હતો. રામનારાયણને દેશની સ્વતંત્રતા અને પરમાત્મા સિવાય બીજું કંઇ પણ સુઝતું નથી. તેના હૃદયમાંથી મોહમાયાને દેશવટો મળેલો હતો.

ઘડીઆળમાં પાંચ વાગ્યા. સૂર્યનું તેજ કમી થતું જાય છે. સુશીલા પલંગથી થોડે દૂર બેઠી બેઠી રેંટીઓ કાંતતી હતી અને ધનશ્યામ

બેઠો બેઠો ખાદી વણતો હતો. એટલામાં રામનારાયણના મુખમાંથી સ્વર નીકળ્યો;

"સુશીલા !"

રેંટીઓ પડતો મુકી સુશીલા પલંગ પાસે આવી એક હાથ છાતી ઉપર અને બીજો હાથ રામનારાયણને ઉશિકે રાખી બોલી "કેમ પ્રાણ ?"

રામનારાયણ કેટલીક વાર સુધી સુશીલાને જોઇ રહ્યો અને બોલ્યો; "હવે મને આ પાપથી ભરેલા મોટા મકાનમાં ક્યાં સુધી રાખી મુકશો ?"

સુશીલા રામનારાયણનું કહેવું સમજી નહિ. તે આશ્ચર્યથી તેના તરફ જોવા લાગી.

રામનારાયણ ફરીથી બોલ્યો- "સુશીલા! કેમ તું મારૂં કહેવું નહિ સમજી? હું સ્પષ્ટતાથી કહું તે સાંભળ. ઘનસ્યામને પણ અહિં બોલાવ કે તે પણ સાંભળે !"

સુશીલાએ ધનસ્યામને બોલાવ્યો. મા-દિકરો રામનારાયણના પલંગ પાસે બેઠાં. કેટલીક વાર સુધી રામનારાયણ તેમની તરફ જોઇ રહ્યો અને બોલ્યો; "આ ભવ્ય મહેલ, બાગ, બંગલો અને સુખ સામગ્રીઓ ક્યાંથી આવી ? શું તમે એમ માનો છો કે મેં મહેનત ઉઠાવીને પૈસા પેદા કરી આ મકાન વગેરે બનાવ્યાં છે ? જો તેમ માનતાં હો તો તમારી ભૂલ છે. તે દિવસે તમે જોયેલા પચીસ હજાર માણસોની કમાણીથી આ સઘળું બનેલું છે. તે લોકોએ પોતાના લોહીનો પરસેવો કરી, સુખ દુઃખની પરવા રાખ્યા સિવાય સખ્ત મજુરી કરી પૈસો કમાઇ આપણને અર્પણ કર્યો છે. મેં

સ્વાર્થીએ તેમને કંઇપણ આપ્યું નહિ ! તેમની કમાઇમાંથી તેમને જુજ આપી સઘળું મેં મારા કબજામાં લીધું છતાં તે બિચારા કંઇ પણ બોલ્યા નહિ; એટલુંજ નહિ પણ તે બિચારા આપણને તેમનો અન્નદાતા માને છે. જેઓની કમાઇ હું ખાઉં છું તેઓજ મને અન્નદાતા કહે એ કેટલું ભયંકર પાપ ! ઓ પરમાત્મા ! મને તે પાપમાંથી બચાવો !"

"સુશીલા ! આજ વિચારો અહોનિશ મારા અંતઃકરણમાં આયા કરે છે. કેટલાય દિવસોથી હું વિચાર કરી રહ્યો હતો કે શું કરવું ? પરન્તુ કાંઇપણ મક્કમ વિચાર સુંઝ્યો નહિ. હજુપણ કંઇપણ નિશ્ચત કરી શક્યો નથી. મારા જીવનના દિવસો હવે ભરાઈ ચૂક્યા છે. મને કોઇક કહી રહ્યું છે કે તું થોડા દિવસનો મહેમાન છે. સુશીલા ! મને આ પાપથી ભરેલા ઘરમાંથી બહાર કાઢી મારા આત્માને શાંત કર. તમે સુતર કાંતી કપડાં બનાવવાની મહેનત કરો છો તો તે પરિશ્રમના સ્વરૂપે જે પૈસા મળે તેમાંથી અનાજ ખરીદી મને ખવડાવો અને તમે ખાઓ, આ મહેલનો ત્યાગ કરો. ઘાસની એક ઝુંપડી આજેજ બનાવો, આપણે સર્ં ત્યાં રહી શકીશું, ઘણા દિવસ પાપ કર્યું, ઘણા દિવસ ગરીબોની કમાઈથી મોજ ઉડાવી પણ તે હવેથી નહિ બને હવે તે પાપ નહિ બને હમણાં તમે બન્ને જઇ ઘાસની ઝુંપડી બાંધો. આ બંગલો મને ખાવા ધાય છે. આ પલંગ અને ગોદડાં વગેરે મારૂં લોહી ચૂસી રહ્યાં છે, પાપની ભયંકર મુર્તિઓ મને ખાઇ રહી છે. મારો અંતરાત્મા બળીને ખાખ થઇ રહ્યો છે. આ સઘળાં પાપથી મારૂં રક્ષણ કરો. સુશીલા ! ઘનશ્યામ ! મને બચાવો !

સુશીલા અને ઘનશ્યામ ઝુંપડી બાંધવાનાં સાધનો લેવા ઉઠયાં તે વખતે રામનારાયણે ફરીથી કહ્યું; "ખબરદાર ! અત્યાર સુધીની

મીલકતમાંથી એક પાઈ પણ લેશો નહિ. જાતમહેનતથી પ્રાપ્ત કરેલી પુંજીમાંથીજ ઝુંપડી બાંધવાનું લક્ષમાં રાખજો."

સુશીલાએ આજ સુધીમાં જે સુતર તૈયાર કર્યું હતું અને ધનસ્યામે જે ખાદી તૈયાર કરી હતી તેમાંથી એક તાકો લઇને ધનશ્યામ વેચવાને બજારમાં ગયો. તેના તેને દશ રૂપીઆ મળ્યા. તેણે નવ રૂપીઆ છાપરૂં બાંધવાનાં સાધન ખરીદવામાં ખર્ચ્યાં. મજુરોને આપવાને પૈસા નહિ હોવાથી ધનસ્યામ અને સુશીલાએ મળીને જેમ તેમ કરી બાગના એક ખુણામાં ઝુંપડી ઉભી કરી. છાપરૂં બાંધતાં બેઉના હાથમાં ફોલ્લા ઉઠયા અને લોહી પણ નીકળ્યું. નોકરોએ તેમને મદદ કરવાની ઇચ્છા દર્શાવી પરન્તુ સુશીલાએ તેમને અટકાવી કહ્યું "ભાઇઓ ! હવે તમારી મદદની અપેક્ષા રાખવી એ મહાન પાપ છે, અમારે માટે ઘણા દિવસ તમોએ દુ:ખ સહન કર્યું અને અમે તમોને નોકર કહીને તમારૂં અપમાન કર્યું. તમે અમારા નોકર નથી."

નોકરો રોઇ પડયા અને બોલ્યા; "શેઠાણીજી ! અમે તમારો એવો શો અપરાધ કર્યો છે કે જેથી તમે અમારા ઉપર નારાજ છો ?"

સુશીલાએ પાલવથી આંસુ લુછતાં નોકરોને કહ્યું; " ભાઇઓ ! શેઠાણી કહીને મને હવે વધુ પાપમાં ના નાખો."

સુશીલા છાપરૂં બાંધવાના કાર્યમાં ગુંથાઇ. નોકરો પાષાણ મૂર્તિની માફક ઉભા રહ્યા. શેઠ આપણને શા માટે કહાડી મુકે છે, આવા શેઠ આપણને કયાંથી મળશે, આજે શેઠને શું થયું છે એવા પ્રકારના પૃથક પૃથક વિચારો તેઓ કરી રહ્યા હતા.

ઝુંપડી તૈયાર થતાની સાથે તેમાં પથારી કરી બેઉ રામનારાયણની પાસે ગયાં. રામનારાયણ ઝુંપડી તૈયાર થયાની વાત સાંભળી ઘણોજ ખુશી થયો. તે ઝટ લઈને બેઠો થયો. સુશીલાની મદદથી તે નીચે ઉતરવા લાગ્યો. ઘનશ્યામે એક તરફથી ટેકો આપ્યો. રામનારાયણ ઝુંપડી પાસે ગયો. ત્યાં તેણે એક પલંગ ગોદડાં, તકીઆ અને ચાદરથી બિછાવેલો જોયો, ઓઢવાને માટે એક શાલ પણ રાખેલી જોઈ. તેણે ઘનશ્યામ તરફ જોયું. તેની નજરમાં ક્રોધ, ઘૃણા અને આત્મ ગ્લાનિ ઝળકતી હતી. તેણે ઘનશ્યામને પૂછ્યું " આ બધી ચીજો તમારી કમાઇમાંથી મેળવેલી છે કે ?"

સુશીલા બોલી; " શું અમારે તેટલો પણ અધિકાર નથી?"

રામનારાયણે નિશ્વાસ નાખ્યો અને કહ્યું; "નહિ સુશીલા! તારા અભાગી પિતાએ આ ચીજો માટે કદી પણ મહેનત કરી નથી. સ્વાધીનતા મેળવવા માટે, પાપમાંથી છૂટવાને માટે આ સર્વ ચીજોનો ત્યાગ કરવોજ પડશે. જ્યાં સુધી પાપથી મેળવેલું અનાજ પેટમાં જશે, જ્યાં સુધી પાપથી મેળ-વેલી ચીજોનો આપણે ઉપયોગ કરીશું ત્યાં સુધી આપણે પાપમુકત થઇ પવિત્ર નહિ બનીએ."

રામનારાયણે ઘનશ્યામને કહ્યું, "આ સર્વ ચીજો આ પવિત્ર ઝુંપડામાંથી બહાર કાઢી નાખ?"

ઘનશ્યામે સત્વર પલંગ વગેરે ચીજો બહાર ફેંકી દીધી અને પોતે વણેલી ખાદીની પથારી તૈયાર કરી.

રામનારાયણે પૂછ્યું; "આ ખાદી તેં તૈયાર કરી છે બેટા?"
ઘનશ્યામે જવાબ આપ્યો; "હા પિતાજી."

પ્રસન્ન થઇ રામનારાયણુ બોલ્યો; "બેટા ! જીવતો રહે. તારા પિતાના અંતકાળે તેના માથા ઉપરનો પાપનો બોજો તું ઉતારી શકીશ." ખાદીના તાકા તરફ જોતાં તે "બોલ્યો તેમાંથી અર્ધો ટુકડો મને આપ. તે હું પહેરીશ અને ઓઢીશ. મારા શરીર ઉપર જે કપડાં છે તે મારી કમાઇનાં નથી. તે સઘળાં બીજાની કમાઇનાં છે તેથી કપડાં પહેરી મારાથી આ પવિત્ર ઝુંપડીમાં ટકી નહિ શકાય !"

ઘનસ્યામે ખાદીના બે ટુકડા કર્યા. તેમાંથી એક રામનારાયણુને પહેરાવ્યો અને બીજો ઓઢાડયો. ક્ષણુ માત્રમાં પહેલાંનાં પહેરેલાં કપડાં ઉતારીને ફેંકી દેવામાં આવ્યાં.

રામનારાયણુ ઘનસ્યામને છાતી સરસો રાખી સુશીલાના ટેકાથી ઉભો રહ્યો અને બોલ્યો; "ઘનશ્યામ ! સુશીલા ! આજે તમે મારા જીવનને ઉજવળ બનાવ્યું છે. આજે તમે મારા હૃદયનો અસહ્ય બોજો દૂર કર્યો છે. આવો ! આજે આપણે આપણા દેશને સ્વતંત્ર બનાવવાનું વ્રત લઇએ."

રામનારાયણુ ઝુંપડીની સામે બેઠો, સુશીલા તેને ટેકો આપી તેની પાસે બેઠી અને સામે ઘનસ્યામ પલાંઠી વાળી બેઠો.

રામનારાયણુ:—" કેટલાક દિવસોથી આપણે સ્વદેશોદ્ધાર માટે પ્રયત્ન કરી રહ્યાં છીએ છતાંયે આપણું તે કાર્ય અધુરૂં છે. જ્યાં સુધી આપણે બીજાઓની કમાઇ ઉપર અવલંબી રહીશું, જ્યાં સુધી કેવળ ખાદીનોજ ઉપયોગ નહિ કરીશું, જ્યાંસુધી દેશોદ્ધારની વાતોજ કર્યા કરીશું ત્યાં સુધી દેશનો ઉદ્ધાર સર્વથા સંભવિત નથી. ઘનશ્યામ ! સુશીલા ! મેં તો આજથી પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી હું સાજો ન થાઉં ત્યાં સુધીજ તમારા બેઉની મહેનતથી પ્રાપ્ત કરેલા

પૈસાનો ઉપયોગ કરીશ અને સાંજે થયા બાદ સ્વમહેનતથી પ્રાપ્ત કરેલા પૈસામાંથી અન્ન વસ્ત્ર ખરીદી ઉપયોગમાં લઇશ. આજ સુધીમાં એકઠી કરેલી સંપત્તિમાંથી એક પાઇ તમારા ઉપયોગમાં નહિ લેવાની તમે પણ આજે પ્રતિજ્ઞા લો. તમે તમારા ભૂજબળથી ન્યાયપૂર્વક પૈસા પેદા કરો અને જીવન ચલાવો. આપણી જે મિલકત છે તે દેશોદ્ધારના-ગરીબોનાં દુઃખ ટાળવાના-કાર્યમાં વાપરજો."

"અન્યાયપૂર્વક પૈસા પેદા કરી મોજશોખમાં પડશો નહિ. જ્યાં સુધી દેશમાં એક પણ દુઃખી રહે, જ્યાં સુધી દેશમાં એક પણ અન્ન વિના ટળવળે, જ્યાં સુધી દેશ સંપૂર્ણ સ્વતંત્ર ના થાય, જ્યાં સુધી અત્યાચાર નાબુદ ના થાય ત્યાં સુધી તમારે તમારા જીવનને સંયમી અને પવિત્ર રાખવું જોઇશે."

સુશીલા અને ઘનસ્યામે ઉક્ત પ્રતિજ્ઞા લીધી. આકાશના તારા, ચંદ્ર, સૂર્ય, વાયુ આદિએ આ ભીષણ પ્રતિજ્ઞા સાંભળી અને અદૃશ્ય દેવોએ તેમની પ્રશંસા કરી.

રામનારાયણે ઘુંટણે પડી આકાશ તરફ જોઇ હાથ જોડી સ્તુતિ કરતાં કહ્યું; "અશરણ શરણ ! દીન પ્રતિપાળક ! ભીડભંજક પાપીઓના ઉદ્ધારક ! સર્વ શક્તિમાન ! દયાળુ પરમાત્મા ! મને ક્ષમા કરો. અજ્ઞાન રૂપી કુવામાં રહી મેં અગાધ પાપ કર્યાં; તમારાં બાળકોને મેં ક્ષુદ્ર ગણ્યાં. તેમના પર ભયંકર અત્યાચાર ગુજાર્યા, તેમની મહેનતથી ધન સંચિત કરી સુખી બની તેમને ઠગ્યા. પ્રભુ ! તમારાથી શું છુપાવું ? તમે તો સર્વ કાંઇ જાણો છો. મારા અપરાધો માફ કરો અને મારામાં, મારી સ્ત્રી અને પુત્રમાં એવું નવજીવન રેડો કે જેથી અમે અમારી આ પ્રતિજ્ઞા પાળી શકીએ, દેશને સ્વતંત્ર

બનાવી શકીએ, જગતમાં અમારાં આચરણો મારફત સમાનતાનો પ્રચાર કરી શકીએ અને દેશને—મનુષ્ય માત્રને સ્વાધીન બનાવવામાં પાર ઉતરીએ."

મધ્યરાત્રીનો સમય છે. આકાશમાં તારાઓ મનુષ્યોનાં પાપ પૂણ્યની દેખરેખ રાખી રહ્યા છે. સ્થિર, શાન્ત પ્રકૃતિ દિવસના પરિશ્રમથી થાકેલાં સ્ત્રી પુરુષોને શાન્તિ આપીને તેમનામાં ફરીથી નવીન શક્તિ રેડી રહી છે.

સર્વ કોઇ સુઇ રહ્યું છે. જેઓનાં હૃદય દેશોધ્ધારની જ્વાળાથી સળગી રહ્યાં છે, જેઓને પોતાની સાધનાર્થે શાન્તિની જરૂર છે તેઓ અને ભીષણ પ્રતિજ્ઞા લેનાર કરોડપતિ માતા–પુત્ર જાગતાં છે.

ઘનશ્યામ બેઠો બેઠો ખાદી વણુતો હતો, અને સુશીલા રામનારાયણનું માથું ખોળામાં લઇ બેઠી હતી. તેનું મન અનંત વિચારસાગરમાં ડુબકાં ખાતું હતું. પતરાની નાની ચીમનીના પ્રકાશથી તેના ચહેરા ઉપર છવાયેલી ચિન્તા સ્પષ્ટપણે જણાઇ આવતી હતી.

સુશીલા નિશ્વાસ નાખતાં મન સાથે બોલી; "હા ! વિધાતા ! આ કેવી વિટંબણા ? જે ભવ્ય બંગલામાં સુતાં, સીમળા અને આકડાના રૂનાં બનાવેલાં ચાર ચાર ગોદડાં પણ ઓછાં પડતાં, ઘરમાં જરા ધૂળ અગર તણખલું સરખું પણ ગમતું નહોતું તે મારા પતિદેવ આજે ઘાસની ઝુંપડીમાં રેતીની પથારી પર શાંતિથી સુઇ રહ્યા છે. આજે તેમનું ફુલ જેવું સુકોમળ શરીર આવી દશામાં છે તેનું કારણ હું પોતેજ છું."

સુશીલાનું હૃદય ભરાઇ આવ્યું. તેની આંખોમાંથી બે ચાર ગરમ આંસુ રામનારાયણના માથા ઉપર પડવાથી તે જાગી ઉઠ્યો અને બોલ્યો; 'સુશીલા! શું છે?"

સુશીલા બોલી શકી નહિ. તે વધારે રોવા લાગી. રામનારાયણ ઉઠીને બેઠો થયો. સુશીલાનાં આંસુ લુંછતાં તે પૂછવા લાગ્યો; "તું શા માટે રૂએ છે?"

રોવાથી સુશીલાનું હૃદય હલકું થયું ત્યારે તે બોલી; "સ્વામીનાથ! મારાથી આ કેમ સહન થાય? છ દિવસથી તમને તાવ આવે છે, અત્યારે પણ શરીરમાં તાવ છે તોપણ તમારી પાસે ઓઢવા પાથરવાને કાંઈ નથી; પહેરવાનું પણ કાંઇ નથી. જેને દુઃખ શી બલા છે તેનું જ્ઞાન નહોતું તે શરીર આજે આટલું કષ્ટ સહન કરી રહ્યું છે. હું કેવી રીતે તમારું આ દુઃખ જોઇ સહન કરી શકું?" આટલું બોલી તે ફરીથી હૃદયફાટ રોઇ પડી. તેના માથા પર હાથ ફેરવતો રામનારાયણ બોલ્યો; "સુશીલા! આ શું છે, મને શું દુઃખ છે? મારી છાતી પર હાથ રાખી જો કે તે કેટલું શાંત અને સ્વસ્થ છે? આજે હું જેટલો સુખી છું તેટલો પહેલાં કદીપણ ન હતો. આજે હું મનુષ્ય તત્વનું સત્ય સ્વરૂપ સમજ્યો અને મનુષ્યતા મેળવવાનો પ્રયત્ન કરી રહ્યો છું. સુશીલા! બે ચાર કલાક ઉપર જે વ્રત લીધું છે તે તું આવી રીતે જ પાળીશ કે? પ્રાતઃસ્મરણિય મહારાણા પ્રતાપસિંહે દેશોદ્ધારાર્થે અઢાર વર્ષ પર્યંત ટાઢ, ભૂખ, તરસ વેઠી હતી, અઢાર વર્ષ સુધી પર્વતોમાં તે સહકુટુંબ ભટક્યા હતા, છતાં તેમના હૃદયમાં ક્ષણભર પણ એવો વિચાર ન હતો આવ્યો કે હું રાજ રાજેશ્વર હોઇને કેવી સ્થિતિમાં આવી પડ્યો છું. તેણે

તેની પત્નીને ચિંતાથી મુક્ત રાખી હતી. તે જ્યારે જમવા બેસતો ત્યારે શત્રુ આવ્યાના ખબર મળતાંની સાથે બાળ બચ્ચાંને ખભે બેસાડી, ખાવાનું છોડી દઇ ભૂખ્યો તરસ્યો ન્હાસી જતો."

બોલ સુશીલા! મને શું દુઃખ છે? ઉઠ! મારાથી દૂર ખસ. તારા શરીર ઉપર બીજાની કમાઇથી મેળવેલાં કપડાં છે તેથી તારૂં મન ફરી ગયું છે. એ વસ્ત્રો તને પાપના કુવામાં ખેંચે છે. જ્યાં સુધી આ કપડાં ઉતારી ફેંકી નહિ દે, જયાં સુધી તારા શરીર પર જાતમહેનતથી મેળવેલાં કપડાં નહિ હોય ત્યાં સુધી અહીં આવીને પવિત્ર ઝુંપડીને અપવિત્ર ન બનાવીશ."

શરમનું માર્યું સુશીલાનું હૃદય કંપી ઉઠયું. તે ધીમે ધીમે ઉઠી. તેની આંખમાંનાં આંસુ સુકાઇ ગયાં. તે કરૂણાપૂર્ણ અને ક્ષમા પ્રાર્થના મુક્ત નજરથી રામનારાયણ પ્રત્યે જોતી જોતી પાછે પગે બહાર નીકળી.

ઘનસ્યામ આનંદમગ્ન થઇ અર્થસૂચક રાષ્ટ્રગીત ગાતો ગાતો ખાદી વણતો હતો. રામનારાયણ અગર સુશીલા આ ગીત સાંભળી શક્યાં નહિ, કારણ કે તેઓ પોતાની વાતમાં ગુંથાયેલાં હતાં. તેમની વાત પુરી થતાં તેમણે ગીત સાંભળ્યું.

## પ્રકાશનાં પગલાં

(પ્રભા છંદ)

પ્રભુની મોંઘી ઓ માતા!
ઓ સુંદરતાની કુંજ!
તુજ નિર્મળ તે સુખશાતા
વહેશે ક્યારે નવ ગુંજ?
તુજ દેવી પુણ્યપુરાણ પ્રભાનો કરવા પુનરુદ્ધાર
ઓ ભારત માત! વિચાર!

તુજ પ્રજા બધી આ ઉભી
વરવા નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ ડુબી
ને વીતી ગઈ છે રાત;
આવે પગલાં શુભ નવજીવનનાં, ઉઠ, જગતને કાજ—
ઓ ભારત માતા ! ગાજ !

(૩)

દોરવ અમને સદ્ધર્મે,
દોરવ અમને સત્પંથે:
નિર્ભયતા વર અમ કર્મે
ને શૌર્ય અખંડ અનંત;
સાતે આકાશ પડે શિરપર પણ હઠિયે ના તલપૂર—
ઓ ભારત ! બન બહાદૂર !

(૪)

અરધી દુનિઆ રહે તાકી
તુજને કરવા સ્વાધીન,
ખખડાવે શસ્ત્ર તુમાખી
સમજી અમને બળહીન;
પણુ અર્ધ જગત શું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર

(૫)

જુગજુગની વીર્યસમૃદ્ધિ,
જુગ જુગનું તેજસ્ સત્ત્વ;

તુજ ઉંડી આત્મન્‌સિદ્ધિ
જે પામી જગતું તત્ત્વ;
તે ફરી સચેતન ફરી જગવશે જયધૂન તુજ સંતાન—
ઓ ભારત ! થા બળવાન !

( ૬ )

જગ ભલે અસત્યે જીતે,
જગ ભલે અધર્મે તણાય;
તુજ અંતર તેજ સુરીતે
તું જાગવ એ ત માંય;
છે તોફાનું દેવાંગણુમાં દાનવ-માનવને યુધ્ધ—
ઓ ભારત ! રહેજે શુધ્ધ !

( ૭ )

તુજ ઉન્નત તીર્થદ્વારે
જગને કરવી મહેમાન;
રેલવવાં નવ અવતારે
જુગજૂનાં ઉરનાં ગાન;
સાગરસાગરની લહરીઓ શું ઉરઉર ઉછળે આશ—
ઓ ભારત માત ! પ્રકાશ !

( ૮ )

ઓ માત અમે સહુ લ્હારા,
તુજ કીર્તિ અમારૂં સર્વ,
રજની ભરતા જયમ તારા;
રાખે રજનીનો ગર્વ;
દે હાક ! અને ખુણે ખુણેથી ધસશું હારોહાર—
ઓ ભારત માત પુકાર!

ખબરદાર.

રામનારાયણે સુશીલાને કહ્યું; "આપણા કપાળમાં પાપકર્મની કાળી ટીલી છે તે ધોવાનો ઉપાય સાંભળ. વર્ષોના આપણા અન્યાય અને અત્યાચારો કષ્ટ સહન કર્યા સિવાય કેવી રીતે ટળે ?"

સુશીલા બારણામાંજ ઉભી રહી. આગળ ચાલી શકી નહિ.

રામનારાયણે સુશીલાને કહ્યું; "એ બધું ઘનશ્યામ પાસે જઇને શીખી છે ? દેશોધ્ધાર, સ્વતંત્રતા મેળવવાને વિટંબણાઓ સહન કરવી પડે તો ભલે. તે વિટંબણાઓ સહન કરતાં આપણામાં અપૂર્વ નવચેતન પ્રકટી નીકળશે."

ત્રણ દિવસથી સુશીલા સારી રીતે કાંતે છે, ઘનશ્યામ ખાદી વણેછે. રામનારાયણની તબીઅત પણ સુધરતી જાય છે. બે દિવસથી તો મીલમાં જઇ મજુરોના કામ ઉપર દેખરેખ રાખેછે, તેમની સાથે વાતો કરેછે, ભાઇની માફક તેમના સમાચાર પૂછે છે. તેના વર્તનથી મજુરો આનંદ માને છે. રામનારાયણ અને તેનાં સ્ત્રી પુત્ર આટલું કષ્ટ સહન કરી રહ્યાં હતાં તે જોઇ તેઓ મનમાં દુઃખી થયા કરેછે. તેમાંના કેટલાકોએ સુશીલા અને ઘનશ્યામને કહેલું કે તમે આવું કષ્ટ ના ઉઠાવો. કેટલાકોએ તેમને કહેલું કે ઝુંપડી છોડી બંગલામાં રહો. કેટલાકોએ ભક્તિભાવથી આંસુ સારતાં કહેલું કે અમારી મદદ સ્વીકારો પરન્તુ તે સઘળાંને માત્ર એકજ પ્રત્યુત્તર મળતો રહ્યો કે "તમારી મજુરીનું ફળ અમે લઇ શકીએ નહિ, અમારો તે અધિકાર નથી, તમારી કમાઇનું ધન લેવામાં અન્યાય છે, પાપ છે. તેમ કરવાથી પરમાત્માના હુકમનો અનાદર થાય છે."

સુશીલા અને ઘનશ્યામ માત્ર ત્રણજ કલાક ઉંઘે છે. ત્રણ દિવસમાં માત્ર ત્રણ વખતજ તેઓએ ખાધું પીધું છે. ખાવામાં ચણા મમરા અને પીવામાં નળપરનું બે ચાર ખોબા પાણી. દસ બાર પ્રકારની શાકભાજી, ગરમાગરમ રોટલી, મેવા, મીઠાઇ અને પકવાનમાંજ જેઓ આનંદ માનતાં હતાં તેઓજ આજે માત્ર એક મુઠ્ઠી ભર ચણાથીજ સંતોષ માને છે, જેઓ લેમન, આઇસક્રીમ–સોડા, પીક–મી–અપ, રાસબરી વગેરે પાણી તરીકે વાપરતાં હતાં તેઓ આજે નળપર જઇ ખોબે ખોબે પાણી પીવામાંજ શ્રેય માની રહ્યાં છે. સ્વદેશોદ્ધારના આ સાચા મંત્રની સાધના કરી રહ્યાં છે, કે જે પાપથી મુક્ત થવાનો સરળ રસ્તો છે, અન્યાયોનું પ્રાયશ્ચિત છે.

ત્રણ દિવસની મહેનતથી આજે ઘનશ્યામે ખાદીનો એક તાકો તૈયાર કર્યો છે. આ ખાદી પહેરી આજે સુશીલા સ્વર્ગતુલ્ય સુખપ્રાપ્તિનો અનુભવ લે છે, કારણ કે આજે તે સ્વામીની ચરણસેવા કરવાને પવિત્ર બની છે. બીજા ચાર દિવસ ગયા છે. પ્રભાતના સૂર્યનાં કિરણોએ જગતને સોના જેવું બનાવ્યું છે. ત્રણે જણાં ઉઠયાં અને નિત્યકર્મથી પરવારી પ્રાર્થના કરવા લાગ્યાંઃ–

"ઐસે રામ દીનહિતકારી

અતિ કોમળ કરૂણા નિધાન, બિનુકારણ પર–ઉપકારી;
સાધન–હીન દીન નિજ અઘબસ સિલા ભઇ મુનિનારી,
ગૃહતે ગવનિ પરસિ પદ પાવન ઘોર સાપતે તારી. ઐસે૦
હિંસા–રત નિષદ તામસ વપુ વસુ સમાન બનચારી,
ભેટયો હૃદય પ્રેમ–બસ નહિં કુળ જાતિ વિચારી. ઐસે૦
યદ્યપિ દ્રોહ કિયો સુતપતિ સુત કહિ ન જાઇ અતિ ભારી;
સકલ લોક અવલોકિ સો કહલ સરન ગયે ભય હારી. ઐસે૦

વિહંગ યોનિ આમિષ અહાર–પર ગીધ કૌન વ્રતધારી,
જનક સમાન ક્રિયા તાકી નિજ કર સબ ભાંતિ સંવારી. એસે૦
અધમ જાતિ સિવરી જોષિત જડલોક વેદ તે ન્યારી,
જાન પ્રીતિ દૈ દરસ કૃપાનિધિ સોઉ રઘુનાથ ઉધારી. એસે૦
કવિ સુગ્રીવ બન્ધુ–ભય વ્યાકુલ આયો સરન પુકારી,
સહિ નસકે દારુન દુખ જનકે હત્યો બાલિ સહિ ગારી. એસે૦
રિપુકો અનુજ વિભીષન નિસિચર કૌન ભજન અધિકારી,
સરન ગયે આગે હૈ લીન્હો ભેટ્યો ભુજા પસારી. એસે૦
અસુભ હોઇ જિનક સુમિરેતે બાનર રીછ વિકારી,
વેદ વિદિત પાવન કિયે તે સબ મહિમા નાથ તુમ્હારી. એસે૦
કહેં લગિ કહોં દીન અગનિત જિનકી તુમ વિપત્તિ નિવારી,
કલિ–મલ ગ્રસિતદાસ તુલસી પર કાહે કૃપા બિસારી. એસે૦
(કલિ–મલ ગ્રસ્તિ દેશ ભારત પર કાહે કૃપા બિસારી.)

પ્રાર્થના પુરી કરી રહ્યા બાદ ઘનસ્યામ વણુવા બેઠો અને સુશીલા અને રામનારાયણુ કાંતવા બેઠાં.

રેંટીઓ ચલાવતાં ચલાવતાં રામનારાયણે કહ્યું, "સુશીલા! હું ઇચ્છું છું કે આપણી માલમિલકતનો જલ્દી કાંઇ પ્રબંધ કરવામાં આવે, તેનો કોઇ સત્કાર્યમાં ઉપયોગ થાય તે માટે એવું શરૂ કરવામાં આવે કે જે દેશને સ્વતંત્રતા મેળવવામાં લાભકર્ત્તા નિવડે. જો સત્વર પ્રબંધ નહિ થાય તો અનિષ્ટ થવાનો ભય રહે છે. કોણુ જાણે છે કે માયા આપણુને ફરીથી કચરી નહિ નાંખે! અગર કોણુ જાણે છે કે તે આપણા હ્રદયમાં પેસી જઇ ક્લેશ ઉત્પન્ન કરાવી આપણા વ્રતને તોડાવી નહિ નાખે!"

તૂટી ગયેલા તારને સાંધતાં સુશીલા બોલી; હું પણુ તેનો વિચાર કરી રહી છું. ચિરકાળના અપવિત્ર સંસ્કાર આપણુને નીચે ફેંકી

દેવાને ક્યારે તૈયાર થાય એ કેમ સમજાય! મને તો એજ ઇષ્ટ જણાય છે. આપણે તેનો સદુપયોગ કરી દેવો. शुभस्य शीघ्रं સૂત્રને કર્તવ્યમાં લાવવું."

ઘનશ્યામ આ વાત સાંભળતો હતો. તેના હૃદયમાં વિચારોની દોડાદોડ ચાલી રહી હતી. ધીમે ધીમે તે સ્પષ્ટપણે ગાવા લાગ્યો:–

માયા મહા ઠગની હમ જાની,
નિરગુણ ફાંસ લિયે કરડાલે બોલે મધુરી બાની.
કેશવકે કમલા વ્હૈ બૈઠા, શિવકે ભવન ભવાની,
પંડાકે મુરત વ્હૈ બૈઠી તીરથમેં ભઇ પાની.
યોગીકે યોગીન વ્હૈં બેઠી રાજાકે ઘર રાની
કાહુકે હીરા વ્હૈ બેઠી કાહુકે કૌડી કરતી,
ભકતનકે ભકિતનિ વ્હૈ બૈઠી બ્રહ્માકે બ્રહ્માની' –
કહત કબીર સુનો હો સન્તો મહ સબ અકથ કહાની.

રામનારાયણ આનંદ માનતો બોલ્યો, "સુશીલા! કેવું સરસ ગીત! કેવા સુંદર ભાવોથી ભરપુર છે? ખરેખર માયા મોટી ઠગણી છે. આપણે તે ઠગણીથી ન્હાસી છુટવું જોઇએ પણ કબીરદાસજી કેટલીક બાબતો કહેવાનું ભૂલી ગયા જણાય છે."

રામનારાયણ અર્થભરી નજરે સુશીલા પ્રત્યે એકીટસે જોવા લાગ્યો. સુશીલા રેંટીયો ફેરવતી અટકી, તાર તુટ્યો છતાં દૃષ્ટિ મુકી નહિ. સુશીલા અર્થ સમજી શરમાઇ ગઇ. થોડી વાર પછી તે બોલી કે કબીરદાસજી શું ભૂલી ગયા છે? તે તો મોટા ભક્ત હતા, મહાત્મા હતા! તેમનામાં ભૂલ હોઇ શકે?"

તૂટેલા તારને સાંધતાં સાંધતાં રામનારાયણ હસી પડયો અને બોલ્યો તેમણે એટલું જોડવું જોઇતું હતું કે ''શેઠને ઘેર શેઠાણી' જો ! હું ઠગાયો. તાર તૂટી ગયો અને રેંટીઓ ચાલતો અટકયો.

સુશીલા ખીજાતાં બોલી; " તમે તો એવા છો ? "

રામનારાયણ હસતાં બોલ્યો; " હું કેવો છું ? "

રામનારાયણ ફરીથી ચાર દિવસ થયાં બિમાર છે. જો કોઇ આની દવા કરાવવા કહેતું તેને જવાબ દેતો; " દવાથી શું થવાનું છે? મારી આયુષ્યદોરી તૂટી છે, તેને સાંધવાની તાકાત કોઇનામાં નથી. શકિતસંપન્ન પરમાત્માને જો મારી જરૂર હોત તો શા માટે આયુષ્યદોરી તોડી નાખત! પરમાત્માની ઇચ્છા આગળ આપણે સર્વેએ નમવુંજ જોઇએ. મારા કરતાં વિશેષ બુદ્ધિમાન અને દેશોધ્ધારની માનસિક, શારીરિક અને આત્મિક શકિતવાળાને મારી જગ્યા આપવાની પરમાત્માને ઇચ્છા છે."

ત્રણ દિવસથી રામનારાયણથી બોલી શકાતું નથી. તે કોઇની સાથે બોલતાં નથી. કોઇ કોઇ વખતે બોલે છે તો માત્ર 'એસે રામ દીન હિતકારી' એટલુંજ બોલે છે.

ઘડીઆળમાં આઠ વાગ્યા છે. મીલમાં મજુરોને કામે ચઢવાનો વખત જણાવતો ઘંટ વાગ્યો. રામનારાયણ ઉઠીને બેઠો થયો અને સુશીલાને કહેવા લાગ્યો; " મને મીલમાં લઇ જાવ ! "

સુશીલા આંસુ લોહતાં બોલી; "તમારી તબીયત ઠીક થશે ત્યારે જવાશે. હમણાં તો આરામ લો !"

રામનારાયણે કહ્યું; "મારી તબીયત—મારી માનસિક સ્થિતિ સારી છે. જેવી જોઇએ તેવી સ્વસ્થ છે. શરીર ખરાબ થઈ રહ્યું છે અને હવે તે સુધરવાની આશા છેજ નહિ. આ શરીર છોડતા મહેલાં મારા અન્નદાતાઓની—મીલમાં કામ કરનારાઓની માફી તો માગી લઉં !"

સુશીલા ઉત્તર આપી શકી નહિ. તે ચુપચાપ ત્યાંથી ઉઠી ઘનસ્યામ પાસે ગઇ અને કહ્યું; "ગાડી મંગાવ, તારા પિતાશ્રી મીલમાં જવાની ઇચ્છા રાખે છે."

ઘનસ્યામ ભાડુતી ગાડી લઇ આવ્યો. ગાડીમાં બેસી રામનારાયણ, સુશીલા અને ઘનસ્યામ મીલમાં જઈ પહોંચ્યાં. મીલમાં કામ કરનારા મજુરોને એકઠા કરવા ઘંટ વગડાવ્યો. સઘળા એકઠા થયા. રામનારાયણ ઉંચાણવાળી જગ્યાએ બેઠો. સઘળા તેની સામે બેસી ગયા. રામનારાયણની આંખો પાણીથી ભરેલી હતી, હૃદય પ્રાયશ્ચિતના વિચારોથી છલબલ હતું, ગળું બંધ થઇ ગયું હતું. ખોખરા અવાજે તે કહેવા લાગ્યો, "ભાઇઓ ! અને બ્હેનો ! મને યમરાજની નોટીસ મળી ચુકી છે. મારા જીવન દીપમાં હવે થોડું તેલ બાકી રહ્યું છે. હું હવે અહીં-આંથી આ મનુષ્ય કોટીમાંથી જલ્દીથી ચાલ્યો જઇશ ! કયાં જઇશ ! મારે માટે નર્ક સિવાય બીજી કઈ જગ્યા છે ? તમારી પાસે દશ રૂપીઆનું કામ કરાવી માત્ર બેજ રૂપીઆ તમને આપ્યા. ઘાણીના બળદની માફક તમે કામ કર્યું અને જ્યારે તમે પેટ પુરતું ખાવાનું માંગ્યું ત્યારે મેં તમને પગથી ઠોકરો મારી. તમને અને તમારાં બાળકોને દુઃખથી પીડાતાં જોયાં. તમે તમારૂં દુઃખ કહ્યું છતાં મેં સાંભળ્યું નહિ. તમારી સામે પ્રેમ, બન્ધુતા અને દયાનો વ્યવહાર ના

કર્યો, તમને કદીપણ સુખ ના આપ્યું, તમારાં બાળકોને સારાં કપડાં અને ખાવાનું આપી તેમને ખુશી ના કર્યાં, અન્નદાતા કહી કદીપણ તમને ન બોલાવ્યા. મારે માથે આ સવ પાપ છે, ભયંકર ગુન્હો છે એટલો બોજો છે કે જે લઇને સ્વર્ગને રસ્તે કેવી રીતે પગલાં ભરી શકાય ?"

રામનારાયણ રડતો હતો, શ્રોતાઓ રડતા હતા, સર્વ કોઇ રડતું હતું. રામનારાયણ ધુંટણીએ પડી રોતાં રોતાં કહેવા લાગ્યો; "મારા અન્નદાતાઓ! મારાથી અન્યાય પામેલાં મનુષ્યો! મારા અપરાધો એટલા બધા છે કે જેની ક્ષમા આપની પાસે માગી શકતો નથી. વરસો થયાં જેઓની ઉપર મેં જુલ્મ ગુજાર્યો છે તેમની કેવી પ્રાર્થના કરૂં, તેમની પાસેથી કેવી રીતે ક્ષમાની આશા રાખી શકું ? પરન્તુ તમે ધર્મપરાયણ છો જેથી તમારી પાસે ક્ષમા યાચના કરવાનું સાહસ કરી રહ્યો છું. મને માફી આપો ! "

સાંભળનારાં હા હા કરીને રોઇ ઉઠયાં અને બોલ્યાં; "પ્રભુ! અમને પાપમાં ના નાખો."

રામનારાયણે ગાંડાની માફક રોતાં રોતાં કહ્યું; "પ્રભુ કહીને મારાપર પાપનો બોજો ના લાધો. માલિક તો પરમાત્મા છે. હું તેની આજ્ઞા તોડનાર પાપી છું. મને પાપી કહો, અન્યાયી કહો અને જો તમે મને ક્ષમા આપતા હો તો મને બન્ધુ-ભાઇ કહી કહો કે અમે માફ કરીએ છીએ. તમારા તે વાકયથી મારૂં ધકધકતું પાપી હૃદય શાંત થશે."

સર્વનાં હૃદય રડતાં હતાં, આંખોમાંથી આંસુ ખરતાં હતાં, મોં બંધ હતાં, કોઇના મોંમાંથી એક પણ શબ્દ સરખો ના નીકળ્યો.

રડતાં રડતાં રામનારાયણ ફરીથી બોલ્યો; કે "શું મારું એટલું પણ સદ્‌ભાગ્ય નથી ? આ અભાગીયાને તમે ક્ષમા નહિ કરો ? મારા અંતઃકરણમાં ધકધકતી અગ્નિને તમારી સ્વાભાવિક ક્ષમાવૃત્તિના જળથી નહિ બુઝાવો ? આ અધર્મીને એકવાર 'ભાઇ' કહી નહિ બોલાવો ? શું મને 'ભાઇ કહી' ગળે વળગી પડનાર એક પણ વ્યકિત નથી ?"

પાંચ દશ વૃધ્ધો આગળ આવી રોતાં રોતાં રામનારાયણને ઉઠાડી બોલ્યાં કે "ભાઇ! ઉઠો ભગવાન દયાળુ છે. સાચા હૃદયથી તેને બોલાવો તે તમને ક્ષમા કરશે."

રામનારાયણ બોલ્યો કે "હા ! તે ક્ષમા કરશે. તમારા હૃદય મંદિરમાં તેનું સ્થાન છે. સદૈવ ધર્માત્માઓના દિલમાં તે રહે છે જેથી તમે સર્વ એટલુંજ કહો કે અમે તમને ક્ષમા કરીએ છીએ. આપ લોક ક્ષમા કરશો એટલે પરમાત્મા પણ ક્ષમા કરશેજ."

વૃધ્ધોએ આંસુ લોહતાં મોટે અવાજે કહ્યું " અમે તમને ક્ષમા કરીએ છીએ ! " ત્યારબાદ સર્વેએ ગગનભેદી રૂદન મિશ્રિત અવાજથી કહ્યું; " અમે સર્વ તમને ક્ષમા કરીયે છીએ. "

પછી સુશીલા અને ઘનસ્યામ તરફ જોઇ રામનારાયણ બોલ્યો " ભાઇઓ મારા પુત્ર અને પત્નીને તમારા રક્ષણમાં મુકી જાઉં છું. આજથી તમે તેમનાં માતા પિતા છો. "

રામનારાયણ આગળ બોલી શકયો નહિ. સુશીલા અને ઘનસ્યામ રોઇ પડયાં તેની સાથે સર્વ રોવા લાગ્યાં.

નાણાંની વ્યવસ્થા કેવી રીતે કરવી તે વિષે રામનારાયણે સુશીલા અને ઘનસ્યામને સમજાવ્યા ઉપરાંત તેણે કહ્યું; " તે સંબંધમાં પણ મહાત્મા ગાંધીજીની સલાહ લેજો. "

એક પહોરથી વધારે રાત વહી ગઈ હતી સુશીલા અને ઘનસ્યામ રામનારાયણની પાસે બેસી આંસુ સારતાં હતાં. આખો દિવસ કોઇએ ખાધું પણ નહોતું.

રામનારાયણે ઘનસ્યામને માથે હાથ ફેરવી કહ્યું, "શા માટે રૂએ છે બેટા? પોતાના પિતાને માટે શું પ્રહલાદ કદી રોયો હતો ?"

ઘનસ્યામ આક્રંદ કરવા લાગ્યો. થોડીવાર પછીથી તે બોલ્યો; કે "પ્રહલાદનો પિતા ધર્મદ્રોહી હતો, ઇશ્વરદ્રોહી હતો. મારા પિતા તો ધર્માત્મા છે, ત્યાગી છે, ઇશ્વરના સેવક છે, આવા પિતાને છોડવાનું કોણ ઇચ્છે ? પિતાજી ! તમે કયાં જાઓ છો ? પ્રહ્લાદ રોયો નહોતો પણ મારામાં તેના જેવી શકિત કયાં છે ! પિતાજી ! મને ત્યજી ન જાઓ ! "

ઘનસ્યામ રામનારાયણને વળગી પડયો. રામનારાયણની આંખમાંથી આસું સુકાઇ ગયાં હતાં. તેના અંતઃકરણમાંથી મોહ-મમતા ઉડી ગઇ હતી. ગંભીરતાપૂવક તેણે કહ્યું; કે "બેટા ! તારામાં કાયરતા હોવી જોઇએ નહિ. તેં તો પ્રહ્લાદથી અધિકતર કામ કર્યું છે. પ્રહ્લાદ તેના પિતાનું હૃદય ફેરવી શકયો નહતો પરન્તુ તેં તો તારા પિતાનું અંતઃકરણ બદલી શુધ્ધ, પવિત્ર, પરમાત્મામાં શ્રધ્ધા રાખનારૂં અને ત્યાગી બનાવ્યું છે."

સુશીલા તરફ જોતાં તે બોલ્યો; "સુશીલા ! દેવી ! "
સુશીલાની આંખોમાં અશ્રુપ્રવાહ સમાતો નહતો. રામનારાયણનો અવાજ સાંભળી ડુસકે ડુસકે રોવા લાગી.

રામનારાયણે ગંભીરતાપૂર્વક કહ્યું કે "સુશીલા ! ઉઠ ? ભગવાનનું સ્મરણ કરી મને વિદાય આપ ! મારી સામે, મારા અંતકાળે પ્રતિજ્ઞા

કરો કે લીધેલું પણ તમે બન્ને સર્વ રીતે પાળશો, મારા કહ્યા મુજબ ધનની વ્યવસ્થા કરશો અને જ્યાં સુધી દેશ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી તમે જમીનપર સુઇ રહેશો, મિષ્ટાન્ન, ભોજન અને ઇન્દ્રિય સુખનો ત્યાગ કરશો."

ધનસ્યામે પ્રતિજ્ઞા લીધી; કે "હું તમારી આજ્ઞા પાળીશ, યાવજ્જીવન ઇન્દ્રિય સુખની લાલસા નહિ કરૂં, સારાં કપડાં નહિ પ્હેરૂં અને મિષ્ટાન્ન નહિ જમું!"

એક કલાક બાદ રામનારાયણે પૂછ્યું; કે "ગાંધીજી આવ્યા."

સુશીલાએ જવાબ આપ્યો; કે "હજુ સુધી નથી આવ્યા."

રામનારાયણ બોલ્યો; કે "જો તે આવી જાય તો સારૂં. તેમના ચરણોની પવિત્ર રજ માથે ચઢાવી, તેમની ક્ષમા માગી આ દુનિયામાંથી શાન્તપણે વિદાય લેવાય."

સુશીલા કાંઇપણ બોલી નહિ. તે પોતાનાં આંસુ છાતીમાની લોહી રહી હતી.

રાત્રિ પૂરી થવા આવી છે. રાત્રિભરના જાગરણથી થાકી ચંદ્રમા પોતાની દુકાન બંધ કરવાની તૈયારી કરી રહ્યો છે. સૂર્યના આગમનના સમાચારથી તારાગણો પલાયણ કરી રહ્યા છે. એક બે તારા હજુ પણ આકાશમાં બેઠેલા છે પરન્તુ જલ્દીથી આવનાર મૃત્યુની બ્હીકથી કંપતા તે પૂર્વ દિશા તરફ તાકી રહ્યા છે. પૃથ્વી ઉપર રોશનીએ છંટકાવ કર્યો છે.

બેઠાં બેઠાં સુશીલાની આંખ દબાઇ ગઇ. તેને સ્વપ્ન આવ્યું. તેમાં તેણે જોયું કે તેનો પતિ ફરીથી મૃત્યુના મુખમાંથી બચી પાછો આવ્યો છે. તેમણે પોતાની ઇચ્છાનુસાર એક ગામ વસાવ્યું છે. ગામનું નામ સંતોષપુર રાખ્યું છે."

" ઉક્ત ગામમાં રહેનારાઓમાં કોઇપણ પ્રકારનો ભિન્નભાવ નથી. તે ગામમાં ધનવાન અને નિર્ધન નથી, ગરીબ અને અમીર નથી, શાસક શાસિત નથી, નીચ અને ઉચ્ચ નથી, મજુર અને શેઠ નથી, વ્યાપારી અને ખરીદનાર નથી, એજન્ટ અને દલાલ નથી, અરસપરસ ધૃણા નથી, ધર્મના ઝઘડા નથી સર્વ કોઇ પોતપોતાનો ધર્મ પાળી શકે છે. જૈનો જૈન ધર્મ, હિન્દુઓ હિન્દુ ધર્મ, મુસલમાનો ઇસ્લામ ધર્મ, ખ્રિસ્તીઓ ઇસાઇ ધર્મ અને શિખો શિખધર્મ સ્વેચ્છાનુસાર પાળી રહ્યા છે. ત્યાં અહિંસા, બ્રહ્મચર્ય, સત્ય વગેરે ધર્મ એક સરખી રીતે પ્રવર્તે છે. રોગ શોકમાં સર્વ એક બીજાને સહાયક બને છે. ત્યાંના રહીશો પોતાનાજ ગામમાં ખેતી કરી અનાજ પકવે છે, કપાસ પકવે છે, તેમને કોઇ ચીજ માટે બીજા ઉપર આધાર રાખવો પડતો નથી. ગામમાંજ કપાસ પીલાય છે. કંતાય છે, અને તેના લુગડાં વણાય છે. હરકોઇ પોતાની યોગ્યતા અને જ્ઞાનાનુસાર કામ કરે છે. બદલો લેવા આપવાનો વિચાર ઉદ્‌ભવતો નથી. સર્વ કોઇ એક કુટુંબી જનો માફક વર્તે છે. ધર્મોપદેશ અને પઠન પાઠન ચાલે છે પાઠશાળાઓ અને નિશાળો સારી રીતે ચાલે છે. ત્યાં જીવનને ઉચ્ચ કોટિનું બનાવવાનું, પાપ સિવાય અન્ય કોઇથી નહિ ડરવાનું, બ્હીક અને લોભને વશ થઇ બીજાને નહિ નમવાનું, મનુષ્ય માત્ર એકલાનેજ નહિ પણ પ્રાણીમાત્રને સુખી કરવાનું અને બીજાઓને આપત્તિઓમાંથી છોડાવવાનું શિક્ષણ અપાય છે. ત્યાં ચોરી થતી નથી, કજીઓ ટંટો થતો નથી, કદાચ દુર્દૈવે કરી કોઇનાથી કોઇ અપરાધ થાય છે તો તેનો ધર્મગુરૂ તેને એવી રીતે સમજાવે છે કે તરતજ તે માફી માગી લે છે અને પશ્ચાતાપ કરે છે કે જેથી તેના

પાપનું નિવારણ થાય છે. રામનારાયણ, સુશીલા અને ઘનશ્યામ ગામના અન્ય વતનીઓની માફક એક બીજાને સમાન ગણી પોતાનું જીવન ગાળે છે. તેઓ પોતાને ગામનાં સેવક માને છે અને પોતાનાથી બનતી સેવા ઉઠાવે છે."

આવી રીતે કેટલાક દિવસો વીતી ગયા. અચાનક એક નવીન બનાવ બન્યો."

આખા દેશમાં હાહાકાર થઇ રહ્યો છે. દેશભરની સઘળી દુકાનો બંધ છે, નિશાળો બંધ છે, કોલેજો બંધ છે, કોર્ટો–કચેરીઓ બંધ છે, લોકો ઉદાસ જણાય છે. કોઇના ચહેરા ઉપર પ્રસન્નતાનાં ચિન્હ જણાતાં નથી. અંતઃકરણમાં અગ્નિજવાળા ભભૂકી રહી છે. કોઇની આંખોમાંથી આંસું ટપકયાં કરે છે; તો કોઇ નિઃશ્વાસ નાંખે છે. સર્વ એક બીજા પ્રત્યે જોયા કરે છે, બોલવાના પ્રયત્ન કરે છે પણ બોલી શકાતું નથી. આજે મોહન ! પ્યારા મોહન ! ભારતની આંખોના તારા મોહન ! ભારતના પ્રાણ મોહન ! ભારતિયોના આત્મા મોહન ! અન્યાયીઓની આંખોના કાંટા મોહન, જુલ્મીઓના હૃદયમાં હરઘડીએ બ્હીક ઉત્પન્ન કરનાર મોહનને જેલખાનામાં પુરવામાં આવ્યો છે. તેને જીવતો દફનાવવામાં આવ્યો છે.

શરુઆતમાં સમાજ તેની કદર કરી શકી નહિ પરન્તુ તેના અદૃશ્ય થવાથી તેની કદર અને તેની ઉપયોગિતા સમજાઇ છે.

ગાંધીજીને પકડયાને આજે ત્રણ દિવસ થયા છે. ગાંધીજીને સાબરમતીની જેલમાં ગોંધવામાં આવ્યા છે.

રામનારાયણ, સુશીલા, ઘનસ્યામ અને સંતોષપુર ગામના વતનીઓ જેલખાનાની બહાર એકઠા થયા છે. ત્રણ દિવસ થયાં તેઓએ ખોરાક લીધો નથી. પ્રત્યેક પ્રાન્ત, પ્રત્યેક નગર અને પ્રત્યેક ગામના રહીશો

પોતાના પ્રાન્ત, નગર અને ગામના જેલખાનાની બહાર એકઠા થયેલા છે, છતાં ત્યાં અસંતોષનું નામ સરખું પણ જણાતું નથી, કંઇ પણ ગરબડ નથી, ટંટા ફિસાદ નથી. મહાત્મા ગાંધીની જય, હિન્દુ મુસલમાનની જય, વન્દેમાતરમ્ અને અહિંસામય અસહયોગની જય સિવાય અન્ય શબ્દો સંભળાતા નહોતા.

સરકારે લશ્કરી ટુકડીઓ હરેક જગ્યાએ અને ખાસ કરીને સાબરમતી જેલ આગળ સજ્જ કરી રાખી છે. ચોતરફ મશીનગનો ગોઠવી રાખી છે, આકાશમાં બલુનો ચક્કર મારી રહ્યાં છે.

ત્યાં નવો વોઇસરૉય અને નવો સેનાપતિ આવ્યો છે. દેશભક્તિના દંભ રાખનારાઓ પણ ત્યાં આવેલા છે. તેઓ સરકારના લશ્કરબળ, મશીનગનો અને હવાઇ જહાજો બતાવીને કહે છે કે જ્યાં સુધી સરકાર દયા કરે છે ત્યાં સુધી સર્વ સારૂં છે. તમે છાનામાના ચાલ્યા જાઓ. મૂર્ખ બની તમારા પ્રાણની આહુતિ ના આપો. વોઇસરૉય સાહેબની જીભ જરા હાલશે તો તમે કુતરાને મોતે મરી જશો. લોકો કંઇ પણ જવાબ આપતા ન હોતા. તેઓ તો માત્ર મહાત્મા ગાંધીની જયના ધ્વનિથી આકાશમંડળને ગજાવી મૂકતા હતા. તે ધ્વનિ ઢોંગી અને કૃત્રિમ દેશભકતોનાં કાળજાં બાળી નાખતો હતો.

"સરકાર ગભરાઇ ગઇ છે. લોકો અડગ છે. તેમને નથી પરવા ખાવાની કે પીવાની, તેમને નથી પરવા મરવાની કે જીવવાની, તેઓ નથી ડરતા લશ્કરથી કે મશીનગનોથી."

"એક તરફ મશીનગનો મોં ફાડીને મારવાને ઉભી કરેલી છે તો બીજી તરફ તેનો માર સહન કરવાને નિડરતા જણાય છે, એક બાજુ બોંબ ગોળાઓથી ભરેલાં હવાઇ વિમાનો આંટા મારી રહ્યાં છે તો બીજા તરફ તેનો સત્કાર કરવાને

તત્પરતા જણાય છે, એક તરફ પશુબળનું જોર છે તો બીજી તરફ આત્મિક શક્તિનો પ્રભાવ જણાય છે, એક તરફ સન્તાનો પ્રતાપ બતાવી સર્વને દબાવી વ્યગ્રતા છે તો બીજી તરફ અન્યાય અને અત્યાચારથી કંટાળેલાં હૃદયો સન્તાનું બળ અજમાવેલું જોવા ઉત્સુક જણાય છે, એક તરફ હિંસા કરનાર પશુઓના ભયંકર અવાજો તો બીજી તરફ પ્રેમ, દયા અને ક્ષમા છલકાતાં જણાય છે. એક તરફ પાશ્વિક સત્તાજમાવવાના વિચારો વ્યાકુળ બની રહ્યા છે તો બીજી તરફ પરમાત્માની સત્તા મનુષ્ય માત્રને સમાન સમજવાની ઇશ્વરી આજ્ઞાની સત્તા સ્થાપિત કરવાના વિચાર આનંદમાં વધારો કરી રહેલા જણાય છે. એક તરફ પશુ શકિત કમી થઇ જવાની ચિન્તા છે તો બીજી તરફ મનુષ્યતા પ્રાપ્તિનો આલ્હાદ જણાય છે. "

" કેવું અપૂર્વ દશ્ય ! કેવો આત્મસંયમ ! કેવો મનોનિગ્રહ !"

" વાઇસરોયને સમાચાર મળતા રહે છે કે પ્રોફેસરો, માસ્તરો અને વકીલો રાજીનામાં આપી રહ્યા છે. સર્વ કોઇ એકજ વાત કહે છે. સર્વ કોઇ એકજ બાબત જણાવે છે, સર્વનાં રાજીનામાંમાં એક સરખું જણાવેલું છે કે અહિંસાનો પ્રચાર કરી સ્વરાજ્ય પ્રાપ્તિનો રસ્તો બતાવનારને જે સરકાર કેદ કરવા માગે છે તે સરકારની સેવા કરવી કેવળ અન્યાયજ છે. વિદ્યાર્થીઓનાં માબાપો પણ કહે છે કે જે સરકાર, અહિંસા ધર્મ ફેલાવનારને કેદમાં નાખવા ઇચ્છે છે તે સરકારની નિશાળોમાં અમારાં બાળકોને મોકલવાં એ મહાન અધર્મ છે, જે સરકાર શાન્તિ પ્રસારક શિક્ષણ ઇચ્છતી નથી અને શાન્તિનો પ્રચાર કરનારને અંધારી કોટડીમાં પુરવા માગે છે તે સરકારની કોર્ટમાંથી ન્યાયની આશા કેમ કરી રાખી શકાય ?"

"અમારા એક માનનીય મિ. હિન્દુસ્તાનીએ વાઇસરૉય મહાશયને કહ્યું કે જો આપ આ ટોળાને સત્વર વિખેરી નાખવાનો પ્રયત્ન નહિ કરો તો મોટું બંડ થશે. કોણ જાણે આ લોકો કયે વખતે બળવો ઉઠાવશે."

મુંબઇના ગવરનર, સેનાપતિ અને વાઇસરૉયે હથિયારનો ઉપયોગ કર્યા સિવાય એકત્ર થયેલા ટોળાને વિખેરી નાખવા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટને હુકમ કર્યો."

"પોલીસના સિપાઇઓ છૂટયા. તેઓ ડંડા કહાડીને લોકોના માથાંપર ઉગામી ધમકી આપવા લાગ્યા કે તમે લોકો અહીંઆથી જાઓ નહિતો તમારાં હાડકાં ભાંગી નાખવામાં આવશે. આ ધમકીથી લોકો ડર્યાં નહિ, છેવટે પ્રહાર થયા પણ કોઇએ તસુપુર જગ્યા છોડી નહિ. જેને જેને માર પડતો તે તે મહાત્મા ગાંધીજીના જય, અહિંસા ધર્મની જય, ભગવાન કૃષ્ણચંદ્રની જય બોલાવતો અને વન્દેમાતરમનો પ્રચંડ ધ્વનિ ઉચ્ચારતો."

મારતાં પોલીસના સિપાઇઓ થાકી ગયા પરંતુ અહિંસા ધર્મનું રહસ્ય સમજવાથી ચેં કે ચૂં બોલ્યા સિવાય સર્વ કોઇ જ્યાં ને ત્યાં ઉભાજ રહ્યા.

વાઇસરૉય હેરાન થયો, ગવરનર ગભરાઇ ગયો અને પોલીસ સુપરિન્ટેન્ડન્ટ કંટાળી ગયો. કરે શું ?

"ભારતનો ઢોંગી શુભચિન્તક હિન્દુસ્તાની વાઇસરૉયને કહેવા લાગ્યો કે આ લોકો મકકમ રહ્યા છે તેમની નિર્લજ્જતાની હદ આવી રહી છે. જ્યાં સુધી તેમાંના હજાર પાંચસોના જીવ નહિ જાય ત્યાં સુધી તે લોકો ત્યાંથી ખસનાર નથી."

વોઇસરોયે, ગવર્નર અને સેનાપતિ તરફ જોયું. ગવર્નર સમજી ગયો અને માથું નમાવ્યું. માથું નમાવે નહિ તો કરે શું? પંજાબના હત્યાકાંડનો તાજો દાખલો તેની આંખો આગળ રમી રહ્યો હતો. બદનામીનો જગતભરમાં ઉઠેલો અવાજ તેના કાનમાં અથડાયા કરતો હતો."

"સેનાપતિ પોતાની દ્રષ્ટિ ફેરવી. થોડીવાર સઘળા ચુપ રહ્યા પણુ હિન્દુસ્તાનીથી ચુપ રહેવાયું નહિ. તે બોલ્યો કે સેનાપતિ સાહેબ, તમે કેમ કંઇ બોલતા નથી?"

" નારાજ થતાં સેનાપતિએ કહ્યું કે ચુપ રહો. મારી સાથે ના બોલો? તેણે બીજી તરફ મોં ફેરવી દીધું?"

" થોડીક વાર શાન્તિ રહી. છેવટે વોઇસરોય શાન્તિનો ભંગ કરી કહેવા લાગ્યા કે, સેનાપતિ સાહેબ! મિ. હિન્દુસ્તાની હિન્દીઓનો સ્વભાવ આપણાથી વધુ સારી રીતે જાણે છે. તેમની સલાહ અનુસાર કાર્ય કરવામાં શી હાનિ છે?"

સેનાપતિએ વોઇસરોય તરફ આશ્ચર્યયુકત નજરથી જોયું અને કહ્યું કે તમે અંગ્રેજ બચ્ચા થઇ શી હાનિ છે તે કહો છો?"

"વોઇસરોયે કહ્યું કે જો આ લોકો હઠીલાઈ કર્યા કરે તો પછી સરકારનું કાર્ય કેવી રીતે ચાલશે? આ પ્રકારે તો સરકારની જડ ઉખડી જાય!'

સેનાપતિએ ગંભીરતાથી કહ્યું કે હઠીલાઇની સજા મોત હોય નહિ. તેમને કેદ કરો અગર તેમનો દંડ કરો''

વોઇસરોયે કહ્યું કે તેઓ સજાથી ક્યાં ડરે છે? સિપાઇઓ મારી મારી થાકયા પરન્તુ તેઓ પોતાના નિશ્ચયથી ડગ્યા નથી. જેલથી પણુ વધુ ખરાબ સજા તેઓ સહન કરવા તૈયાર છે તો તેમને જેલખાનામાં પુરવાથી શું ફાયદો થવાનો છે. કદાચ તેમ કરીએ પણુ આટલાં માણુસોને રાખવાને જેલખાનામાં જગ્યા ક્યાં છે?"

સેનાપતિ—"તો પછી તેમને અહીંઆજ બેસી રહેવા દો."

વાઇસરોય—"તેમની સંભાળ કોણ રાખશે?"

સેનાપતિ—"સંભાળની શી જરૂર છે? તેઓ તો ચુપચાપ બેઠા છે.

મિ. હિન્દુસ્તાની—"પણ લશ્કરની બ્હીકથીજ તેઓ જંપીને બેઠેલા છે. અહીંઆંથી લશ્કર જશે કે તરતજ તેઓ જેલખાના ઉપર હુમલો કરશે અને ગાંધીજીને છોડવશે. આવાજ વિચારથી તેઓ અહીંઆં એકઠા થયા છે."

સેનાપતિ તિરસ્કારની નજરથી કહેવા લાગ્યો; "ખરી વાત છે! તમે તેમના દેશબાઇ હોવાથીજ તેમનાં અંતઃકરણ ઓળખી શકો છો! પરન્તુ આખા દેશનાં કેદખાનાં આગળ એકઠા થયેલા માણસો શા માટે એકઠા થયા છે? શું પ્રત્યેક કેદખાનામાં એક એક ગાંધી છે?"

વાઇસરોય—"કપ્તાન સાહેબ! આપણે જો આ લોકોને અહીં-આંથી નહિ હઠાવીએ તો મોટી બદનામી થશે, બ્રિટિશ સરકારને અહીં રાજ્ય કરવું કઠણ થઇ પડશે, જગત્માં સરકારનું બળ ઓછું થએલું સમજાશે માટેજ મિ. હિન્દુસ્તાનીની સલાહ મને તો યોગ્ય જણાય છે."

સેનાપતિએ બગડ્યુર થઇ કહ્યું; માફ કરજો સાહેબ! હું એક બહાદુર સિપાઇ છું. હું જલ્લાદ નથી. વીરની તલ્વાર બરોબરીઆમાં ચાલી શકે. હું કસાઇ નથી કે તેમનાં માથાં ફડાફડ ઉડાવી દઉં અગર તેમની કતલ કરવાનો હુકમ આપું. બ્રિટિશ સરકારનું બળ હારોની માફક માણસોની કતલ કરવાથી વધી જવાનું નથી અગર બ્રિટિશ સરકારનું રાજ્ય જલ્લાદનું કાર્ય કરવાથી ટકી શકશે તો પછી બહેતર છે કે એવી સરકાર ન રહો. હું બ્રિટિશ બચ્ચો છું.

બ્રિટિશ તો બહાદુરની માફક મારવા મરવાનું જાણે છે નહિ કે જલ્લાદોની માફક મારવાનું."

સાહેબ! "હિન્દુસ્તાનનું રાજ્ય તેની પ્રજાને સુખી કરવાને માટેજ ઇશ્વરે આપણને આપ્યું છે, તો પછી શું તમે તે લોકોને મારી નાખશો! તેમની કતલ કરી પરમાત્માની આજ્ઞા તોડશો! મારાથી તેવું કાર્ય નહિજ બની શકે. જો બ્રિટિશરોની ઇચ્છા રાજ્ય કરવાની હોય તો પ્રજા સાથે સમાનભાવ રાખીનેજ રાજ્ય કરી શકે છે, નહિ કે તેમને મારીને. જે લોકો ઉપર આપણે રાજ્ય કરવાનું છે તેમને મારી નાખીશું તો પછી કોની ઉપર રાજ્ય કરવાનું રહેશે! શું મિ. હિન્દુસ્તાની જેવા ખુશામતીઆ લોકો ઉપર!"

"મિ. હિન્દુસ્તાની જેવાઓ ઉપર વિશ્વાસ રાખવો એ મને તો યોગ્ય જણાતું નથી. જે લોકો પોતાના દેશ પ્રત્યે વફાદાર નથી, જેઓ પોતાના ભાઇઓની, પોતાના દેશબન્ધુઓની અને પોતાના ધર્મબન્ધુઓની કતલ કરાવવા ઉત્સુક છે તેઓમાં આપણા પ્રત્યેની વફાદારીની આશા કેવી રીતે રાખી શકાય!"

"મુંબઇના ગવર્નરે કહ્યું; હત્યા ઉપર મને શ્રધ્ધા નથી. આજે દોઢસો વર્ષ થયાં બ્રિટિશ સરકાર ભારત ઉપર રાજ્ય કરી રહી છે; તે તેના સૈનિક બળથી અગર દારૂગોળાથી નહિ પણ બ્રિટિશ સરકારમાં તેમનો વિશ્વાસ હતો તેથી. જ્યાં સુધી હિન્દીઓ, અંગ્રેજો ન્યાયના સાક્ષાત અવતાર છે, તેમનું રાજ્ય રામરાજ્ય જેવું છે, તેમના રાજ્યમાં વાઘ અને બકરી એકજ જગ્યાએ પાણી પીએ છે એમ સમજતા હતા ત્યાં સુધી તેઓ સામા થતા નહોતા, સરકાર વિરૂધ્ધ એક પણ શબ્દ નહોતા બોલતા. કેટલાકોએ સરકારની વિરૂધ્ધ ચળવળ કરી પણ તેમને હિન્દીઓ તરફથી મદદ નહિ મળી અને તેમની ચળવળ પડી ભાગી."

"પંજાબના હત્યાકાંડ પહેલાં અને હંટર કમિટિનો રિપોર્ટ બહાર પડયો ત્યાં સુધી ગાંધીજી પણ બ્રિટિશ સરકારમાં પુરો વિશ્વાસ રાખતા હતા અને તેમણે સરકારની મોટી મોટી સેવાઓ પણ કરી; પરન્તુ તેજ ગાંધી હવે આપણો કટ્ટો શત્રુ બન્યો, આખું ભારત તેનું કહેવું માનવા લાગ્યું તેનું કારણ શું ? તેજ પંજાબનો હત્યાકાંડ !"

"આજ સુધીમાં આખી દુનીઆમાં એવો કોઇ રાજનીતિજ્ઞ પુરૂષ પેદા થયેલો કે જેના મન, વચન અને કાર્યનો પ્રવાહ એક સરખી રીતે ચાલ્યો હોય ! ગાંધીજી તો જે વિચારે છે તેજ બોલે છે, જે બોલે છે તે વ્યવહારમાં મુકે છે. તેના શિક્ષણનું પરિણામ પ્રત્યક્ષ જોઇ શકાય છે. લોકો ઉપર જુલ્મ ગુજારવામાં આવે છે તોય તેઓ સહન કરી બેસી રહે છે. કુદરત પર, માનસિક સ્વાભાવિક વૃત્તિઓપર આટલો અધિકાર જમાવવો એ પ્રત્યેકને માટે સહેલું કામ નથી. તેમ કરવાનું બળ માત્ર એક ગાંધીમાંજ છે. જે ગાંધીના કબજામાં કરોડો મનુષ્યનાં દિલ છે, જે ગાંધીના ઉપદેશથી લાખો કરોડો માણસો કોઇપણ પ્રકારની આશંકા અને ડર રાખ્યા વિના પોતાની જાતની આહુતિયો આપવા તૈયાર થયેલાં છે, તેજ ગાંધીની આજ્ઞા લઇ શું તેઓ મોટો બળવો ન કરી શકે ? પણ નહિ, ગાંધી એવો માણુસ નથી, લોહી વહેવડાવવું તો એક બાજુએ રહ્યું પણ કોઇ મનુષ્યનું દિલ દુઃખાવવામાં જે પાપ સમજે છે તેની શિખામણથી લોકો જેલખાના ઉપર હલ્લો કરે એમ માનવું એ કેટલી બધી મૂર્ખતા કહેવાય ! "આવા જવાબ મળવાથી વાઇસરોયે ઇંગ્લાંડ તારથી ભારત મંત્રીને પૂછાવ્યું કે હવે શું કરવું ? ભારતમંત્રીએ જવાબ આપ્યો કે કાલે આ બાબત પાર્લામેન્ટમાં રજુ કરીશ અને ત્યાં જે નિશ્ચય થશે તે જણાવીશ.

"ભારતમંત્રી, વાઇસ્રરોય, સેનાપતિ, મુંબઇનો ગવર્નર તથા બીજા સર્વ પ્રાન્તોના સુબાઓ વર્તમાન કઠણુ સ્થિતિના વિચાર કરતા કરતા પોતપોતાના પલંગોમાં સુઇ ગયા. સુતા ખરા, પણ ઉંઘ આવી નહિ. આધુનિક વિકટ સ્થિતિની ચિંતાથી તેમને શાન્તિ આપનારી નિદ્રા દૂર ભાગી ગઇ. કોઇ નિશ્ચય કરતો કે હત્યાઓ કર્યા વિના સ્થિતિ સુધરવાની નથી, કોઇ વિચારતો હતો કે બે ચાર દિવસ સબરી રાખવી કે જેથી લોકો ભૂખના માર્યા આપોઆપ સમજી જશે, અને કોઇનું દિલ સાક્ષી પુરતું હતું કે હિન્દને સ્વરાજ્ય આપ્યા વિના છુટકોજ નથી."

'પોતપોતાના વિચારો દૃઢ કરતાં કરતાં સર્વને શાન્તિમય ઉંઘ આવી ગઇ.'

"ઉંઘમાં તેઓને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેમણે કોઇ દિવ્ય આકૃતિ તેમને ઉદ્દેશીને બોલતી જોઇ. સર્વેએ ધ્યાનપૂર્વક જોયું. જોયું તો પ્રભુ ઇસુની મૂર્તિ દેખાઇ. સર્વેએ ઘુંટણીએ પડી પ્રણામ કર્યા. પ્રભુ ઇસુએ કહ્યું કે હવે તમે લોકો જુલમ બંધ કરો. હવે આ રાજ્ય અહીંના વતનીઓને સોંપી દો. આટલા દિવસ પરમાત્માએ તમને તેમનું રક્ષણ કરવા મોકલ્યા હતા કારણ કે તેઓ માંહોમાંહે લડી મરતા હતા. હવે તેઓએ તે કુટેવ છોડી દીધી છે; તેઓ સર્વ એક સંપી બન્યા છે. આટલા દિવસ તેઓ પરમાત્માને વિસરી ગયા હતા. હવે તેઓ પરમાત્માને ઓળખી શક્યા છે. હવે તેઓ કર્યા કર્મની સજા ભોગવી, પાપોનું પ્રાયશ્ચિત કરી પવિત્ર થયા છે જેથી હવે તમારે તેમના પર રાજ્ય કરવાની બિલકુલ આવશ્યકતા નથી. તેઓ પોતેજ પોતાનું રાજ્ય સંભાળી શકે તેમ છે. તમે અહીંઆંથી તમારી કોઠી ઉઠાવી લો. અગર જો તમને આ ભારતદેશ પસંદ હોય તો ત્યાં ભારતીય બનીને રહો, હિન્દીઓની સમાન તમને પોતાને માનો—

સમજો. પ્રેમથી તેમની સાથે હળી મળી રહો. એ ભૂલી જાઓ કે તમે અંગ્રેજ છો અને તેઓ હિન્દી છે, તમે ગોરા છો અને તેઓ કાળા છે, તમે રાજ્યકર્તા છો અને તેઓ રૈયત છે, તમે ધનવાન છો અને તેઓ ગરીબ છે, તમે બળવાન છો અને તેઓ નિર્બળ છે. તમે સમજો કે તમે અને તેઓ સર્વ એક પરમાત્માનાં બાળક છો, તમે અને તેઓ મનુષ્ય છો, તમે અને તેઓ એક બીજાના ભાઇ છો. "

" ગાંધીને સતાવો નહિ. તે પરમાત્માનું સર્વથી વધારે વ્હાલું બાળક છે. તેને માટે આખું જગત ગર્વ ધરાવે છે. ગાંધીને જેલમાં નાંખી જગતનું દિલ દુખાવો નહિ. "

" કાલે સૂર્ય ઉગતાની સાથેજ ગાંધીને છોડી દો. હિન્દીઓને સ્વરાજ્ય આપી દો અને તેમની સાથે મિત્રબન્ધુ ભાવે રહો અને જો આથી વિરૂદ્ધ વર્તન કરશો તો પરમાત્માની આજ્ઞા તોડવા બદલ તમારે સજા ભોગવવી પડશે. "

" મહાપુરૂષ અદૃશ્ય થઇ ગયા. તેમણે આ વાત સ્વપ્નામાં પાર્લામેન્ટના સવ મેમ્બરોને પણ કરી હતી. "

" બીજે દિવસે પાર્લામેન્ટ ભરાઇ. ભારતમંત્રીએ ભારતની સ્થિતિનું વર્ણન કર્યું. પાર્લામેન્ટના મેમ્બરોએ એક અવાજે કહ્યું કે ગાંધીને છોડી દો અને હિન્દને સ્વરાજ્ય આપો. પરમાત્માનો તેવો હુકમ છે. "

" આ પ્રકારની સલાહ મળતાં ભારતમંત્રીનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. પાર્લામેન્ટના મેમ્બરોએ આજે પરમાત્માની આજ્ઞા પાળી ખુશી થયેલા જણાતા હતા. આજે તેઓએ મનુષ્ય કર્તવ્ય પૂર્ણ કર્યું હતું."

"હિંદુસ્તાનમાં વોઇસરોયને તાર મળ્યો. તેણે તે તાર સેનાપતિ અને ગવર્નરને બતાવ્યો અને પોતાને આવેલા સ્વપ્નની હકીકત કહી સંભળાવી. બેઉ જણુ બોલી ઉઠ્યા કે અમને પણ તેવુંજ સ્વપ્નું આવ્યું હતું."

"વોઇસરોય, સેનાપતિ અને ગવર્નર જેલખાને જઇ પહોંચ્યા. દરવાજો ઉઘડાવ્યો અને મહાત્માજીને બોલાવ્યા. તેઓશ્રી આવ્યા. તેમના ચહેરા પર શાંતિ હતી. આંખોમાંથી પ્રેમજ્યોતિ નીકળી રહી હતી. વોઇસરોયે પ્રેમપૂર્વક હાથ મીલાવ્યો. સેનાપતિ આનંદમગ્ન બની ભેટ્યો અને ગવર્નરે આદરસત્કારપૂર્વક માથું નમાવ્યું. લોકોએ મહાત્માજીને જોતાં વાર વંદેમાતરમ્, મહાત્મા ગાંધીજીની જયના નાદથી આકાશ ગજાવી મૂક્યું."

"વોઇસરોયે ભારતમંત્રીનો તાર મહાત્માજીના હાથમાં આપ્યો અને કહ્યું કે મિ. ગાંધી! આજથી તમારો દેશ સ્વતંત્ર થયો છે, આજથી હિન્દીઓના ગળામાંની ગુલામી જંજીર નીકળી ગઇ છે, આજથી હિન્દીઓ શાસિત પ્રજા નથી, આજથી અમે અને તમે સમાન છીએ, આજથી આ દેશનો રાજ્યકર્તા હિન્દીઓ પસંદ કરે તે બનશે."

'બીજી ક્ષણે સર્વત્ર વિચરતા મહાપુરૂષની મૂર્તિ સુશીલાને સંબોધી બોલવા લાગી; કેમ સુશીલા? ભારતને સુદીન પ્રાપ્ત થયો ને? અહિંસાનાં તપ ફળ્યાં ને?'

'સુશીલા આભારની ઉર્મી વ્યક્ત કરવા તે મહાપુરૂષનાં ચરણ ચૂમવા આગળ વધી. એટલામાં કર્ણપટે સ્વર પડ્યો; 'સબૂર; ઉતાવળ ન કર! તેં જે જોયું, એ તો તારા મનોભાવની પ્રતિછાયા છે હજુ

હિન્દીઓએ પોતાનાં પાપ ધોયાં નથી, હિન્દની પ્રજાએ મહાત્મા ગાંધીનો કાર્યક્રમ પાર પાડયો નથી, અને જ્યાં સુધી તે તેના મૂળભૂત હેતુને અનુલક્ષી હૃદયપલટો ન કરે, ત્યાં સુધી મનોભાવના સફળ થવાની આશા આકાશકુસુમવત છે. લક્ષમાં રાખવાનું છે કે સ્વરાજ્ય કોઇનું આપ્યું મળતું નથી. પ્રભુ કદિ છેતરાતો નથી. હજુ તારા જેવાં મહાત્માજીના અનુયાયી તરીકે જાહેરમાં આવેલાં મનુષ્યોની કસોટી કયાં થઈ છે? એ કસોટીમાંથી પાર પડેલા માણસો જરૂર એક વખત હિન્દનો ઉદ્ધાર કરી શકશે–પણ એ સમય દૂર છે. હવે કસોટીનો સૂર્ય ઉગી ચુકયો છે. પ્રભુ હિન્દી પ્રજાની આત્મશુદ્ધિની પ્રતિક્ષા કરી રહ્યો છે. उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्नि बोधत''

સુશીલાનાં નેત્ર ખુલી ગયાં. ને સ્વપ્નના વિચાર વમળમાં ગૂંચવાઇ. પ્રભાતનો પ્રારંભ થઇ ગયો હતો. પક્ષીવૃંદ કીલકીલાટ કરી રહ્યાં હતાં.

"ધનસ્યામ !" બીછાના પરથી રામનારાયણે પુત્રને સાદ કર્યો. સુશીલા સફાળી બેઠી થઈ ગઇ. પતિની માંદગીનું સ્મરણ થયું અને તે સાથેજ સ્વપ્ન સૃષ્ટિના વમળમાંથી તે મુકત થઇ. તે ઉઠીને પતિના મસ્તક પાસે બેસી પતિનું મુખાવલોકન કરવા લાગી.

" ધનશ્યામ કયાં ગયો ? " પુનઃ રામનારાયણે પ્રશ્ન કર્યો.

એટલામાં ધનશ્યામે એકદમ આવીને શ્વાસભર્યા સ્વરે કહ્યું; "ગાંધીજી ગીરફતાર થયા છે. શહેરમાં હડતાળ પડી ચુકી છે. લોકોનાં મુખ લેવાઈ ગયાં છે. બાપુ, હવે મહાત્માજીના પુનિત ચરણથી આ ઝુંપડી પાવન થવાનો સંભવ નથી. આપ તેમના દર્શન માટે ઝંખ્યા કરો છો; પણ લાચાર છું. આપનાથી પ્રવાસનો શ્રમ સહન થાય તો

એક ઇલાજ છે. પણ આપની અશક્તિ એટલી બધી વધી ગઇ છે કે એ ઇલાજનો ઉપયોગ સુદ્ધાં થાય તેમ નથી. "

" બેટા, કોઈ પણ ઉપાયે તેમનાં દર્શન તો કરવાંજ જોઇએ. એ પહેલાં જો મારૂં અવસાન થશે તો મારો ઉદ્ધાર નહિ થઇ શકે. ઘનશ્યામ, હું તારો ઇલાજ સમજ્યો છું. આપણે અદાલતના મકાનમાં એ પ્રભુના સાચા પુત્રનાં દર્શન કરી શકીશું. ચુકાદાની તારીખ કયી નક્કી થઇ છે તેની તપાસ કરી આવ. આગલી રાત્રે ટ્રેનમાં આપણે નીકળી શકીશું. જો ! જો ! પ્રભુ મને કોઇ અણધારી ચેતના આપતો જણાય છે. મને લાગે છે કે એટલો શ્રમ હું જરૂર સહી શકીશ. "

સુશીલા—" શું મહાત્માજી ગીરફ્તાર થયા ? સાચી વાત ? કંઇ ભૂલ તો નથી થતી ? હું માનતી હતી કે ગાંધી એ પ્રભુના અવતાર છે, એ કોઇ અજબ ચમત્કારિક રીતે અંગ્રેજ પ્રજાને આંજીને હિંદને સ્વાધીનતા અપાવશે પણ એ તો કેદ થયા ! "

ઘનશ્યામ—" આ દેશમાં મહાન દુઃખની વાત એજ છે. પ્રજા સ્વાશ્રયનો સિદ્ધાંત સમજતીજ નથી. સર્વના મનની એજ અભિલાષા રહે છે, કે જાદુગરની લાકડીના હલન ચલનની માફક આપોઆપ ઇચ્છા મુજબ બની જવું જોઇએ."

સુશીલા—" મારી સમજ તો એવી છે કે, ગાંધીજી કોઇ અજબ રીતે જેલમાંથી છુટા થઈ આવશે. શ્રી કૃષ્ણના જન્મવૃતાંતથી પ્રભુની શક્તિ કેવી હોય છે તે આપણે જાણીએ છીએ. અસહકારનાં જે આંદોલનો ચાલી રહ્યાં હતાં અને તેથી દેશમાં જે પવિત્ર વાતાવરણ બંધાતું જતું હતું તે શું એક ચમત્કાર ન હતો? એ પહેલાં પાંત્રીસ પાંત્રીસ વર્ષોથી વિદ્વાનો પોકાર કરે જતા હતા અને ૧૯૦૮ માં ઘણુએ

પડકાર અપાયા હતા પણ તે સર્વે વૃથા ગયા હતા તે યાદ કરો. એ પછી કેટલોક કાળ ગયા પછી એકદમ પરિવર્તન થયું તે શું અવતારી પુરૂષ વિના કોઈ કરી શકે ખરૂં?"

રામનારાયણ—"હું સુદ્ધાં એમજ માનું છું. જરુર એ મહા પ્રભુ માનવ લીલા ખેલી રહ્યા છે. એ મોહનની મોરલી આ દેશની પ્રજાને કચડી નાખનાર માનવીઓને નચાવી રહી છે. અંગ્રેજ પ્રજાને એના આગળ શીર નમાવેજ છૂટકો છે. એને શિક્ષા કરવાની એક મામુલી ન્યાયાધીશ હિમ્મત કરે એ અશકય છે. ભલું હશે તો આજ કાલમાં વિલાયતથી તાર આવી રહેશે કે, એ પ્રભુની ઇચ્છા મુજબ સર્વે વ્યવહાર આદરવામાં સલામતી છે."

ઘનશ્યામ—"જબરી વાત કરી. શું તમે બન્ને એમ માનો છો? આ હિલચાલમાં દોરનાર માતાની પ્રથમથી આવી માન્યતા હશે એમ કલ્પવું મારે માટે મુશ્કેલ હતું. હું એ વાત સ્વીકારતો નથી અને મહાત્માજી પણ અનેક વખત કહી ચુકયા છે કે, સ્વરાજ્ય આકાશમાંથી અધ્ધર આવી મળવાનું નથી. હું પણ તમો સઘળાના જેવો માનવી છું. એક રીતે એમને શિક્ષા થાય તો સારૂં. એથી લોકોની ઘેલી સમજ નષ્ટ થશે અને સમજી શકશે કે પ્રજાએ પોતેજ પોતાનો ઉદ્ધાર કરવાનું કાર્ય ઉપાડી લેવાનું છે. આપણે પોતેજ આપણા ગુરૂ થવાનું છે. અકસ્માત કોઇ દૈવી પ્રભાવથી અંગ્રેજ પ્રજા હિંદનો કીનારો છોડી જાય એવી સ્વપ્નેય આશા રાખશો નહિ."

સુશીલાને સ્વપ્ન શબ્દ પરથી પોતાને આવેલા સ્વપ્નનું સ્મરણ થયું. તે સ્વપ્ન કહેવા તૈયાર થઇ, પણ કંઈક વિચાર કરી તેણે એ વિચાર પડતો મૂકયો. તેણે થોડી વારે કહ્યું, 'ઘનશ્યામ, તારા વિચાર

સત્ય લાગે છે. મારો ખ્યાલ હવાઇજ હતો. ખેર, હાલ તુરત તો એમને મહાત્માજીનાં દર્શન થાય તેવી ગોઠવણ કર."

ઘનશ્યામ--" તા. ૧૮-૩-૨૨ ના રોજ અદાલતમાં કામ ચાલનાર છે એવા સમાચાર જાહેર થઇ ગયા છે. આપણે ત્યાં જવું જોઇશે."

રામનારાયણુ--"કંઇ ફીકર નથી, એક વખત દર્શન થશે એટલે મારા આત્માને અનુપમ શાંતિ મળશે એ વિષે મારી પૂર્ણ શ્રદ્ધા છે."

ઘનશ્યામ--" મારા મત પ્રમાણે આજે સાંજે અમદાવાદ જવા નીકળીએ તો સારૂં. ત્યાં બે દિવસ આરામ લઇ શકાશે અને સવડ હશે તો જેલની કોટડીએ જઇ દર્શન કરી શકીશું."

સુશીલા--" એમજ કરીશું."

આજે તા. ૧૮મી માર્ચ ૧૯૨૨ નો દિવસ હતો. જગવિખ્યાત મહાન પુરૂષનો ઇન્સાફ સરકારનો એક ન્યાયાધીશ કરનાર છે એ શબ્દો પ્રજાને વિચિત્ર લાગતા હતા. પ્રજાને એ વાત બહુ ભારે લાગતી હતી. નિર્બળો પોતાની નબળાઇ ઉપર જીવી રહ્યા હતા, સબળાઓ ભારતની અમોઘ શક્તિ ઉપર આશા રાખી રહ્યા હતા અને બન્ને બાજુ વિચાર કરી કરીને પગલાં ભરનારાઓ સરકારની સત્તાથી અંજાઇ ગયા હતા. સર્વ કોઇને મહાત્માજીની ગીરફતારી સાલતી હતી, પણ સ્થિતિ ઉપર કહી તેવી હતી એટલે સર્વત્ર વાતનું સ્વરૂપ માત્ર ભારે બન્યું હતું. પ્રજાની અદાલત તરફ જવાની ઇચ્છા પ્રબળ થઇ પડી હતી પણ અસહકારીઓએ પાણી પહેલાં પાળ બાંધી લેવાની દૂર અંદેશી વાપરી હતી. તેઓ લોકોને ઘર ઝાલી બેસવાની સલાહ આપી રહ્યા હતા. લોકોએ પણ પ્રસંગ સમજી મહાત્માજીની આજ્ઞાને વશ રહે-

વાનો ધર્મ માની તે સલાહને સ્વીકારી લીધી. સરકારે તો કલ્પેલું કે અદાલત આગળ ભારે ગર્દી થશે અને તેથી તેણે પોલીસ ફોજ ખડકી દીધી હતી. શાહીબાગના સરકીટ હાઉસ આગળ લગભગ સૂનું સૂનુ લાગતું હતું. વખત જતાં થોડા ઘણા માણસો આવ્યા પણ બંદોબસ્તની ધમાલ વ્યર્થ થઇ પડી.

ઘનસ્યામ, રામનારાયણ અને સુશીલા દસ વાગ્યાનાં આવેલાં હતાં. તેમને પરીચિત દેશનિષ્ઠ અને રાજનિષ્ઠ મિત્રોએ અદાલતમાં બેસવાની સવડ કરી આપી હતી.

બરાબર પોણા બાર થતાં મહાત્માજીની પધરામણી થઇ. સર્વેએ ઉભા થઇ નમન કર્યું. લગભગ દોઢ કલાક કામ ચાલ્યું અને તેમાં ન્યાયાધીશે છ વર્ષની સજા ફરમાવી મહાત્માજીને લોકમાન્યની હારમાં બેસાડ્યા. ન્યાયાધીશ પોતાનું કામ કરી ચાલ્યા ગયા. હાજર રહેલા સરકારી અને બીનસરકારી સર્વના કંઠ ભરાઇ આવ્યા. રામનારાયણને ડુમો ભરાઈ આવ્યો હતો અને ક્ષણવારમાં તેમનાથી રડી દેવાયું. એથી મહાત્માજીનું લક્ષ તે તરફ ગયું. તેમણે બારીકાઇથી જોઈ લીધું અને રામનારાયણને ઓળખી લીધા.

મહાત્માજીની દૃષ્ટિ પોતા પર ઠરેલી જોઇ રામનારાયણ એકદમ ઉઠીને પાસે જઇ ચરણમાં નમન કરી પડયા. મહાત્માજીએ તેમના ખભે હસ્ત મુકી કહ્યું:–

"રામનારાયણ, જગતે તમારા કાર્યને નથી જાણ્યું પણ હું તમારા આપભોગને જાણું છું. મારી ખાત્રી થઇ છે કે, તમે તમારાથી બની તેટલી આત્મશુદ્ધિ કરી છે અને અદ્યાપિ એજ માર્ગે તમે પ્રગતિ કરે જાવ છો. તમારી મઢુલીનાં દર્શન કરી કૃતકૃત્ય થવાની

અભિલાષા હતી, તમારા નિમંત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો હતો પણ તે પૂર્ણ થાય તે પૂર્વે સરકારનું નિમંત્રણ મળી ગયું. તમારે આંસુ સારવાં ન ઘટે. દેશને આઝાદી જોઇતી હોય તો દેશે હજુ ઘણા ભોગ આપવા જોઇશે, તમારી મારા પ્રત્યેની ભાવના, લાગણી અને પ્રેમની હું અવગણના નથી કરી શકતો પણ હિન્દની પ્રજા જો મને છોડાવવા ઇચ્છતી હોય તો મારી\ઇચ્છા બર લાવવી એ તેની ફરજ છે.

"લોકોને વિનવો કે એકે એક હિન્દી શાંતિ જાળવે. દરેક પ્રયત્ને શાંતિ જાળવે; ખાદીજ પહેરે અને રેંટીઆ ચલાવે. પ્રજાએ મને છોડાવવો હોય, તો શાંતિથીજ છોડાવે. પ્રજા શાંતિ છોડશે તો મને ત્યાંજ રહેવું ગમશે એ યાદ રાખજો. હજુ પણ કહું છું, કે આજેજ બારડોલીનો કાર્યક્રમ હિંદ પાર પાડે તો સ્વરાજ્ય હસ્તામલકવત છે. વંદેમાતરમ્!

એક વખત, બે વખત, ત્રણ વખત વંદેમાતરમ્ અને મહાત્માજીની જયના જયધ્વનિ થયા. દિગંત ગાજી ઉઠયું. કર્ણપટમાં એજ-ધ્વનિ ઘૂમવા લાગ્યો, અને મહાત્માજીએ કાળમીંઢી દિવાલોથી સુરક્ષિત એવા કારાવાસ પ્રતિ વિદાય લીધી.

રામનારાયણ, ઘનસ્યામ અને સુશીલા બહાર આવી, જનસમુહ વિખરાઇ જતા સુધી વિશાળ વટવૃક્ષની છાયામાં ઉભાં રહ્યાં હતાં. આજે કોણ જાણે શું હતું! ફીકકા વદનવાળો, શરીરે કૃષ થઇ ગયેલો અને પથારીમાંથી માંડમાંડ ખસી શકતો રામનારાયણ સર્વના જતા સુધી એમ ને એમ ઉભો રહ્યો હતો. હવે માત્ર પોલીસનાંજ માણસો દૃષ્ટિએ પડતાં હતાં. રામનારાયણની દૃષ્ટિ અંતર્મુખ બની. તેણે બેસી જઇને કહ્યું:—

'સુશીલા, આજે મને લાગે છે કે મૃત્યુ હજુ દૂર છે. હું સાજો થઇ જઇશ. મને દર્દનું નામ માત્ર જણાતું નથી. એ હવા-ફેરનો પ્રભાવ હોય કે મહાત્માજીના દર્શનનો પ્રતાપ હોય, ગમે તેમ હોય, પણ આ પરાધીન, પરવશ થઇ પડેલી, જકડાયલી માતૃભૂમિની સેવા કરવાની કોઇ અણધારી, અમૂલી અને અખંડ પ્રેરણા થઇ રહી છે. આ સ્થળેજ હું પ્રતિજ્ઞા લઉં છું કે બારડોલીનો કાર્યક્રમ પાર પાડવામાંજ મારી સર્વ શક્તિનો ઉપયોગ કરીશ. એ સિવાય મારે માટે આ સંસારના વ્યવહાર, વિચાર, ભોગ ઉપભોગ, અને સવ કંઇ વ્યર્થ છે.'

સુશીલાઃ—'મારો પણ એજ નિશ્ચય છે.'

અને ધનસ્યામે કહ્યું; "મારે માટે અન્ય શું હોય?" જ્યાં સુધી મહાત્માજીને દેશ શાંતિથી છોડવે નહિ ત્યાં સુધી હું શુધ્ધ બ્રહ્મચારી જીવન ગાળી દેશસેવાનેજ મારો અભ્યાસ સમજીશ. તમે મારૂં વેવિશાળ કરી રાખ્યું છે પણ હવે લગ્ન માટે સંમત થઇ શકું તેમ નથી. નૃસિંહપ્રસાદને જણાવી દેવું ઘટે છે કે, તમારી પુત્રી કુમારી રહી દેશસેવામાં જીવન ગાળી શકે તેમ હશે તો મહાત્માજી જ્યારે કારાવાસમાંથી મુક્ત થશે ત્યારે લગ્ન ઘણા આનંદથી થઇ શકશે. તેમ બની શકે તેમ હોય તો આ વ્યવહારના માનીતા વૈભવોથી વિમુખ બનેલાનો ત્યાગ કરવામાંજ ઉભયનું હિત સમાયલું છે. "

રામનારાયણઃ—" પ્રભુ, આપણને આપણા સંકલ્પ સિદ્ધ કરવાને બળ આપો !

એટલામાં સ્વયંસેવકોની એક ટુકડી નીચેનું ગીત ગાતીકુચ કરતી આવતી જણાઇ.

આ ગયા હૈં કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશપર અરૂ જાતિ પર હંસ હંસ કે મરના શીખ લો.
મારનેકા નામ મત લો પહેલે મરના શીખ લો.
મીસ્લે આયર્લેંડ દબ કર ફિર ઉભરના શીખ લો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખસિંધુસે;
તૈરકર તો રકત સાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા દોગે સકલ સંસારકો ક્ષણુ–માત્ર મેં,
દેશદુઃખ કી આગમેં પર પહેલે જલના શીખ લો.
જેલયાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણુ–જન્મ સ્થાનમેં નિર્ભય વિચરન શીખ લો.
દેખના હૈં દશ્ય ભારત વર્ષમેં યાદ સ્વર્ગકા;
દેશકા તો પ્રાણુ પનસે દુઃખ હરના શીખ લો.

રામનારાયણ, સુશીલા અને ઘનશ્યામ એ ટુકડીની પાછળ પાછળ ગીતના ભાવની સાથે ખેલતાં ખેલતાં શહેર તરફ ગયાં.

'હે ભારત તનુ! હું માગું તે આપીશ? ન જોઇએ સોનું, ન જોઇએ ચાંદી, ન જોઇએ તાંબું, ન જોઇએ પિતળ, ન જોઇએ વસ્ત્ર, અને ન જોઇએ અન્ન! ભલા આર્ય સંતાન! હું માગું તે આપીશ.'

દેશી દેશી થાય છે
વિદેશી વહી જાય છે;
વિદેશીએ તો વાળ્યો દાટ,
શેરીએ ચકલે હાટે હાટ.
દેશી માલ મજબૂત છે ઘણો,
સ્નેહે સૌ કાંતો ને વણો,

વિદેશી બારીક બહુ બને,
　　મોંઘોને ઝટ થાતો ફને.
દેશી વ્રત લો વહાલાં બાલ
　　પહેરો શુદ્ધ સ્વદેશી માલ.
તેથી દુઃખ દેશીનું ટળે,
　　ભૂખ્યાંને અન્ન એથી મળે.
સ્વદેશી અમૃતનો ઝરો,
　　વિદેશીથી ભૂખનો ઝરો
રેંટીઆ રાખો ઘેરે ઘેર.
　　તેથી થાશે લીલા લહેર.
નહિ આ કામ કરવું મુશ્કેલ,
　　નિશ્ચયથી થાશે સૌ સહેલ.
કરજો કામ સૌથી આ પહેલ
　　છૂટે ટે'લીઆ ભટની ટે'લ.

અમદાવાદની ખાડિયાની પોળો, મહોલ્લા, શેરીઓ અને ગલી-ઓમાં હંમેશ મળસ્કાના ચાર વાગે આજે પાંચ દિવસથી પથારીમાં પડેલાં ભારત મૈયાનાં ગુર્જરભૂમિના સંતાનોના કર્ણપટમાં ઉપરોક્ત ટે'લ ગુંજારવ પ્રવર્તાવતી હતી. પૂર્વનાં સંસ્મરણો તાજાં કરાવતી હતી. શેઠ અને નોકરને, સ્ત્રી અને પુરુષને, રાય અને રંકને, ટુંકામાં શિક્ષિત અને અશિક્ષિત સર્વ કોઇને વિચાર થતો કે આવી ટે'લ નાખનાર પ્રાણી કોણ હશે? આજ સુધીમાં અનેક પ્રકારના ભટ્ટ ભિક્ષુકો આ શહેરમાં આવી ગયા છે, પણ આવી ટે'લ નાખનાર કદી જણાયો નથી. ખાદીને માટે વ્યાખ્યાનો થાય છે, સ્વયંસેવકો ગીત

ધ્વનિ કરતા ફરે છે, લેખો લખાય છે; પણ મળસ્કે ચાર વાગે એકલવાયો ફરીને ટે'લ નાખનાર તો આ પહેલોજ માનવી છે. સાથે સાથે ઘણાના મનમાં એ પ્રશ્ન પણ થતો, કે અન્ય પ્રકારના ટે'લીઆ-ઓની મનોવાંછના કોઈ ને કોઇ રીતે પૂર્ણ થાય છે, પણ આ માણુસની પૂર્ણ થવાનો સંભવ નથી. મહાત્માજી છૂટા હતા. તે વખતની અને આજની સ્થિતિમાં કેટલો ફેર પડી ગયો છે? તેમના પ્રત્યક્ષ કાળમાં સર્વત્ર ખાદી વ્યાપી નથી ગઇ તો આવા એક સાધારણ માણસની ટે'લથી શું વળવાનું? બીજા પાંચ દિવસ પણ એવા ને એવા ગયા. આજે અચાનક એક શ્રીમંતને એ ટે'લીયાનું દર્શન કરવાની ઇચ્છા થઇ. ટે'લનો અવાજ સાંભળતાં તે ગૃહસ્થે ઝરુખામાં નીકળી મોટેથી પૂછ્યુઃ—

"ભાઇ, તમે કોણ છો ? તમારી ટેલથી મને આશ્ચર્ય થાય છે. ભલા, પાંચ મિનીટને માટે મારા મકાનમાં આવી શકશો ?"

"ખુશીથી. ક્યાં થઇને આવું ?" જવાબ મળ્યો. ગૃહસ્થે નીચે ઉતરી બારણાં ઉઘાડી ટે'લીયાને અંદર લઇ જઇ બેસવાને આસન આપી કહ્યુંઃ—

તમારી ટે'લ ઉપરથી તમારો ઉદ્દેશ સમજી શકાય છે, પણ તમે આમ સમયનો અપવ્યય કરી નાખવાનું કેમ પસંદ કર્યું છે તે હું સમજી શકતો નથી. મહાત્માજીને જેલમાં પુરાયે મહીનાઓના મહીના વહી ગયા, બારડોલીનો રચનાત્મક કાર્યક્રમ લગભગ નામનોજ રહ્યો અને વિલાયતી કાપડની આયતનો આંટો રહ્યો નથી એ શું તમારી જાણમાં નથી? મારું માનો તો અને જો ગાંધીજીમાં તમને શ્રદ્ધા હોય તો રચનાત્મક કાર્યક્રમમાં રોકાઇ જાવ !"

ટે'લીઆએ ધીમે રહી કહ્યું; "જી, આપની વાત સાચી છે. ગુજરાત, હા, જે ભૂમિને મહાત્માજીએ પોતાની ગણી, જે પ્રાંતને માટે મહાત્માજી અભિમાન ધરાવતા, અરે જે અમદાવાદને સત્યાગ્રહ આશ્રમની સ્થાપનાથી પુનિત કર્યું, ત્યાંનીજ પ્રજા-અન્યની વાત તો દૂર રહી-કુદકે અને ભૂસ્કે બેવફા બનતી જાય છે એ નથી સહ્યું જતું અને તેથીજ હું ટે'લ નાખીને સંદેશો આપી રહ્યા છું ખાદી એ રચનાત્મક કાર્યક્રમનું મુખ્ય અંગ છતાં તે આપ જેવા વિચારકના લક્ષમાં નથી રહ્યું તેથી આશ્ચર્ય થાય છે અને વિશેષ આશ્ચર્ય તો પાટવી કુંવરના આગમન પ્રસંગે અલ્હાબાદમાં ગુજરાતની ભૂમિની કુખ દીપાવી જેલ મહેલનું માન મેળવનાર રજનીકાન્તના પિતા આજે ખાદીનો ત્યાગ કરી અંગને નગ્ન બનાવતુ માંચેસ્ટરનું પંચીયું પહેરીને મારી સામે બિરાજમાન થયેલા મારી દૃષ્ટિએ પડે છે."

" રજનીકાન્તને તમે કયાંથી ઓળખો ?"

" એ જણાવવાથી શો લાભ છે ? હું એટલુંજ જાણવા માગું છું કે રજનીકાન્ત હાલમાં કયાં છે ? "

" એ લાહોર અમૃતસર તરફ અકાલીઓની સત્યાગ્રહ પદ્ધતિની વ્યવસ્થા જેવા ગયો છે. મારા અને એના વચ્ચે મતઐકય નથી. ખાદી-માંથી મારી શ્રદ્ધા ઉડી ગયેલી છે. ખાદી બહુ મોંઘી પડે છે, એટ-લુંજ નહિ પણ જપાન અને માંચેસ્ટરની ખાદી ધૂમ ધડાકે ફેલાતી જાય છે. વ્યાપારીઓ દગાખોર છે. બેઝવાડાની ખાદીના નામે એનો કેટલો ઉપાડ થયો છે તે જોશો તો તમે પણ કબુલ કરશો કે, એવા દગાખોરોને ઉત્તેજન આપવું તે કરતાં શુધ્ધ સ્વદેશીની પંચાતમાં ન પડતાં મીલો અને પરદેશનું કાપડ વાપરવું સારૂં છે."

"આપે સ્વદેશીનો ઉંડો વિચાર નથી કર્યો તેનું આ પરિણામ છે. વળી મને કહેવા દો કે, સ્વદેશ પ્રેમે આપના હૃદયમાં વાસ કરેલો નથી. માત્ર ઉપરછલા વિચારથી, દેશભક્ત ગણાતા મોટા મોટા પુરૂષોના સમૂહ વચ્ચે ઉભા રહી શકાય તે હેતુથી થોડા વખત માટે તેનો સ્વીકાર કરી લીધો હશે."

"તમે વધારા પડતી વાત કરો છો. ખેર, એ વાત જવા દો, પણ હું પુછું છું કે શું ખાદીથી સ્વરાજ મળી શકે? હું તો રાજકીય દૃષ્ટિએ સફળતા મળે તેવું વર્તન રાખનારાઓમાંનો એક છું. જે વખતે જેવો પ્રસંગ અને જે વસ્તુથી દેશને રાજકીય લાભ થઇ શકે તેમ હોય તેવા આચાર વિચાર ગ્રહણ કરવા જોઇએ છે. મહાત્માજીએ જે કાર્યક્રમ બતાવ્યો છે તેનાથી સ્વરાજના પંથે પડાય એવી આશા રાખવી વ્યર્થ છે. એ તો સામાજીક સુધારણા છે."

"આપનું લક્ષબિંદુ બહુ વિચિત્ર છે. આપણી લડત કેવળ રાજદ્વારી હક્ક માટે નથી. પશ્ચિમની સંસ્કૃતિએ આપણા રાષ્ટ્ર જીવનને ચોતરફથી સપડાવી દીધું છે અને ધીમે ધીમે આપણુને નાશ તરફ ખેંચી જાયછે. એટલાજ માટે મહાત્માજી આપણુને બચાવવા ઇચ્છે છે. વર્તમાન લડતમાં રાજકીય, સામાજીક અને સર્વ શ્રેષ્ટ ધાર્મિક જીવન પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ રહેલો છે. આપણે માણુસને માણુસ તરીકે ચહાતાં શીખવાનું છે, દબાયલાઓને અંતરથી માન આપી ઉંચે ચઢાવવાના છે અને સ્નેહરહિતને સ્નેહથી જીતવાના છે. એમાં સર્વ કંઇ આવી જાય છે."

'છટ્, જગતના વ્યવહારમાં કદી નહિ ઉતરેલી અને નહિ ઉતરે તેવી વાતમાં કંઇ માલ નથી. મેં તો ઇતિહાસનું સાંગોપાંગ અવલોકન

કરેલું છે, અને તેમાં કોઇ પણ સ્થળે તમો કહો છો તેવી રીતે ઉદ્દેશ સાધ્ય થયાનું દૃષ્ટાંત મળી આવતું નથી. આ તમારી નજર આગળજ અકાલીઓની નિષ્ફળતા જોઈ લો. મહાત્માજીના કહેવા પ્રમાણે માર ખાઇ લેવામાં બિચારાઓનો બોરકુટો વળી જાય છે.'

"અરેરે, એમાં પણ તેમના વિજયની કુંચી રહેલી છે. તે જણાતી નથી? હું એમાં ફતેહ જોઇ રહ્યો છું. તમારા કહેવાનો ભાવાર્થ એ છે, કે અહિંસામાં તમે માનતા નથી. પશુબળ સામે તમને પશુબળની જરૂર જણાય છે. પણ ધ્યાનમાં રાખો કે જે માણસ બીજા મનુષ્યને બળથી જીતે છે તે જબરો છે; જે મનુષ્ય નરમાશથી પોતાના અહંભાવને જીતે છે, તે શૂરવીર છે. જે બીજાને બળથી જીતે છે તે તેજ પ્રમાણે હાર ખાશે. જે નરમાશથી પોતાને જીતે છે, તે કદી પણ હાર ખાવાનો નથી. કારણ માનુષીબળ દૈવીબળને હરાવી શકે નહિ. નમ્ર મનુષ્યના હારમાં પણ જીત હોય છે. સોક્રેટીસને મારી નાખ્યો, પણ તે અમર થયો છે. જીસસને શુળીએ ચઢાવવામાં તેના ઉચ્ચ આત્માનું દર્શન થયું છે, અને સ્ટીફનને પથરા મારી મારી નાંખતી વેળા પથરાની ઇજા કરતી શક્તિને તે ગણકારતો નથી એ તેણે બતાવ્યું છે.' આ પશ્ચિમની પશુબળને પૂજતી પ્રજાનીજ વાત છે. આપણામાં એવાં જોઇએ તેટલાં દ્રષ્ટાંત મળી શકે તેમ છે અને મારી તો ખાત્રી છે કે, પ્રભુકૃપા હશે તો અકાલીઓનો વિજય થોડાજ કાળમાં તમારી દૃષ્ટિનાં પડળો ખોલી નાખશે."

"ખાત્રી થશે ત્યારની વાત ત્યારે; પણ આજે દીવા જેવી વાત છે કે લોકોનો ઉત્સાહ ઉડતો જાય છે, કાર્ય કરનારાઓમાં દમ રહ્યા નથી, નવચેતનની વાતો નિષ્ફળ નીવડી છે, ખાદી પહેરો, દારૂનિષેધ

કરો, ચોકી કરો, અંત્યજોધ્ધાર કરો એમ કહેવામાં કંઈ વળે તેમ નથી. લોકોને જાગ્રત રાખવા હોય તો કંઇ તીખું તમતમતું જોઇએ પણ તેની આશા રાખી શકાય તેવી સ્થિતિ નથી માટે જેમ ગાડું ચાલતું હોય તેમ ચાલવા દો. રજનિકાન્તને હું ઘણું કહું છું પણ કંઈ માન્યામાં આવતું નથી. એ તમારા જેવોજ છે. મારૂં માનીને પારીસ ગયો હોત તો મારા ઝવેરાતના વ્યાપારમાં કેટલોએ ફાયદો થયો હોત. એ ફાયદાનો લાભ તેની ઇચ્છા હોત તો સાર્વજનિક કાર્યોને સહેલાઇથી આપી શકત પણ આજના યુવકોમાં એજ મોટો દોષ છે કે તેમને સાચો રસ્તો સૂઝતો નથી."

"અરે આજે, હમેશની માફક મારા નિર્મિત મહોલ્લાઓમાં ફરી શકાશે નહિ, મારો કેટલો બધો વખત અહીં જતો રહ્યો છે? માફ કરજો, આપના હૃદયના વિચારોને પલટો ખવડાવવાનું કામ કલાક બે કલાકમાં બને તેમ નથી. ફરી કોઇ વખત બનશે તો બળી સર્વ તરફથી વિચારણા અને ચર્ચા કરીને આપની ખાત્રી કરાવી આપીશ કે મહાત્માજીના કાર્યક્રમમાંજ હિંદનો ઉધ્ધાર રહેલો છે અને પ્રજાએ જો કે હમણાં પાછું પગલું ભરીને ભલભલાને નિરાશામાં ગરક કરી દીધા છે તદપિ માતૃભૂમિની સાચી શ્રદ્ધા અને કાર્યથી પુનર્જીવન પ્રાપ્ત થયા સિવાય નહિ રહે. ઉતાવળ છતાં હાલનું મારૂં મુખ્ય કાર્ય ખાદીપ્રચારનુ છે અને આપે તેના પ્રત્યે અશ્રધ્ધા પદર્શિત કરેલી છે તેથી ટુંકામાં બે શબ્દ કહી લઉં છું. આર્થિક દ્રષ્ટિએ વિચારણા કરવામાં વિદ્વતાની જરૂર નથી. એતો સહજે સમજી શકાય તેમ છે કે, ખાદી ગરીબોને માટે અન્નદાનના આશીર્વાદ રૂપ છે. પણ તમારી નીતિના ધોરણે કહું છું કે, માતૃભૂમીની

ગુલામીની શૃંખલા તોડવાનું કાર્ય કરનાર મહાસભા જેવી સંસ્થા જે વખતે એક કાર્યક્રમ રજુ કરે તે વખતે તેને પૂર્ણ કરી બતાવવા દેશના દરેકે દરેક માણસે તૈયાર થવું એ તેનો ધર્મ છે. ખાદી-પ્રચાર સત્તાવાળાઓને ખૂંચ્યો છે એ વાત ઉઘાડીજ છે. ખરેખર એનું કંઇ સબબ તો હોવુંજ જોઇએ. સત્તાવાળાઓને જો તેથી હાની થતી ન હોય તો તેઓ શા માટે ચમકે છે ? શા માટે તેના ઉપાસકોને કોઇને કોઇ કારણે જેલમાં પૂરે છે ? ફટકા મારે છે? અને શા માટે તેની સામે વિવિધ વિઘ્ન ઉપસ્થિત કરેછે ? શા માટે જુલ્મો ગુજારવામાં આવે છે ? આટલા ઉપરથીજ તમોને ખ્યાલ થવો જોઇએ કે ખાદી એ હિંદને સ્વરાજ અપાવનારૂં કોઇ પ્રબળ અહિંસક અસ્ત્ર છે. વંદેમાતરમ્. રજા લઉં છું. "

એટલામાં નીચેથી અવાજ આવ્યો:

" સારાકાકા, બારણું ઉઘાડો ! "

બારણું ઉઘાડયું. રજનીકાન્ત સીધો સ્ટેશનેથી ચાલ્યો આવ્યો હતો. ટૉલીયાની અને તેની દૃષ્ટિ એક થઇ. પળવારમાં એક બીજાનો ભેટો થયો અને એકજ સમયે ઉદ્દગાર નીકળ્યા;

" કોણ રજનીકાન્ત ? કોણ ઘનશ્યામ ? "

ક્ષણવાર નિસ્તબ્ધતા પ્રસરી રહી. પછી રજનીકાન્તે કહ્યું:

"સારા કાકા, અકાલીઓને વિજય મળ્યો છે. સરકારે દાવપેચથી લડત અટકાવી છે. ગુરૂ–કા–બાગ અન્ય ગૃહસ્થે પટે રાખી અકાલીઓને તેમાં જવાનો માર્ગ મોકળો કરી આપી સરકારનો થાક ઉતારવાનો રસ્તો કહાડી આપ્યો છે—સરકારને છટકવાની તક આપી છે—અને લોક માન્યતાની વાત કરૂં તો કહેવાય છે કે એ રસ્તો સરકારે પોતેજ

ઓજાવી છૂટકારાનો દમ ખેંચ છે. મહાત્માના સિદ્ધાંતાના વિજય સિદ્ધ થયો છે!"

'હું નથી માની શકતો!'

'ભલે ન માનો! ઘનશ્યામ, રામનારાયણે ત્યાંની લડતના બહુ સારો અભ્યાસ કરી લીધો છે. ગુજરાતમાં એવો પ્રસંગ આવે એ ત્યાંની વ્યવસ્થાનું અનુકરણ કરી બતાવવાની ઉમેદ રાખે છે. હજુ એક મહિનો ત્યાં રોકાવાના છે અને મને શ્રી. અમૃતલાલ ઠક્કર સાથે રહી પંચમહાલમાં ભીલ વગેરે પછાત કોમની સેવા કરવાની આજ્ઞા કરી છે તેથી આવતી કાલે હું ત્યાં જવાનો છું. આજે હવે તારે મારી સાથે રહેવાનું છે. ક્યાં જવા તૈયાર થયો છે? બે ઘડી તારી સાથે બેસીને આપણા કાર્ય વિષે ચર્ચા કરવાની બહુ દિવસથી ઇચ્છા હતી. પ્રભુએ અચાનક યોગ ઉપસ્થિત કરી દીધો, નહિ તો તું આમ મારે પોતાને ઘેરજ ક્યાંથી મળી જાય? મારા સારા કાકાના વિચાર વર્તન સાથે આપણો મેળ ખાય એમ નથી. એમનો સ્વભાવ ખ્યાલી છે, અને પોતાના ખ્યાલમાં મસ્ગુલ રહી કદી કદી મહાત્માજીને માટે પણ ગમે તેવા શબ્દો ઓચરે છે. તેથી કદાચ તારી સાથે તેવોજ પ્રસંગ બન્યો હોય તો નવાઇ નથી. હું એમને મારા પોતાના જીવનક્રમથી ઠેકાણે લાવવા ઇચ્છું છું. સારા કાકા, મારા આ મિત્રને કંઇ સંભળાવી દીધી નથી ને?

'ના ભાઇ, તેવું કશું બન્યું નથી.' ઘનશ્યામે વચ્ચે ખુલાસો કરી નાંખ્યો.

'તું મને કેવો ધારે છે? મારા મત પ્રમાણે જે સાચું લાગે છે તે કહી નાખું છું તેથી તું મને ખ્યાલી અને ખરા

અર્થમાં મૂર્ખ કહેવા માગે છે? મેં એકકે કટુવચન નથી કહ્યું. પૂછી જો તારા મિત્રને. આજે એ અહિં રહેશે તો મને આનંદ થશે. ચાલો ત્યારે બન્ને પ્રાતઃવિધિ આટોપી લો!"

સાતપુડાના ડુંગરાઓની એક ટેકરી ઉપરના મેદાનના ઘાસની એક ઝુંપડી તરફ એક માણુસ મંદ પગલે ચાલ્યો જતો હતો. સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો, પક્ષીઓ માળા તરફ પ્રયાણ કરી રહ્યાં હતાં, શિયાળ, વરૂ, વાઘ આદિ વનપશુ બહાર નીકળવાનો તનમનાટ કરી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે દૂરથી કોઇ હિંસક વનરાજની ભીષણ ગર્જના પ્રવાસીને ભયભીત બનાવી દેતી હતી. ધડકતા હૃદયે પ્રવાસી ઝુંપડી તરફ લક્ષ રાખી આગળને આગળ વધે જતો હતો. થોડી વારે તે ટેકરીની તળેટીમાં આવી લાગ્યો. ટેકરી ઉપર ચઢતાં ચઢતાં છેવટે તે ઝુંપડી સોએક પગલાં દૂર રહી. એજ સમયે ભગવાન રશ્મિકાન્તે નભસાગરમાં ડૂબકી મારી દીધી અને બીજીજ ક્ષણે ઝુંપડીના પ્રવેશદ્વાર આગળ બે ચક્ષુ ચળકયાં. પ્રવાસીએ પાછળ દૃષ્ટિ ફેરવી તો ખૂશમિજાજમાં પગલાં ભરતો એક અલમસ્ત વાઘ આવતો જણાયો! હવે પ્રવાસીએ આંખો મીંચી દીધી, તેનું મસ્તક ભમી ગયું, શું કરવુ તે સુઝયું નહિ! તે ભયનો માર્યો જમીન પર બેસી ગયો! તેને લાગ્યું, કે સોએ વર્ષ પૂરાં થયાં છે. સામે વનરાજ બેઠેલો છે અને પાછળ તેનો જ પીત્રાઇ પધારે છે ત્યાં જીવતરની શી આશા? પાછળ આવતો કેસરી તદ્દન નજીકમાં આવી લાગ્યો, પ્રવાસીએ પ્રભુનું સ્મરણ કર્યું! કેસરી આગળ ચાલ્યો ગયો, તેણે પ્રવાસીનું નામ ન દીધું! પ્રવાસી પુનઃ ઉભો થયો અને ધૈર્યપૂવક ઝુંપડી તરફ એક પગલું આગળ વધ્યો

તો બેને બદલે ચાર ચક્ષુનો ચળકાટ દૃષ્ટિએ પડયો. પુનઃ તે અટકયો! હવે તેણે જમણી બાજુ તરફ જતી પગથીએ થઇ ચાલ્યા જવાનો વિચાર કર્યો તો તે બાજુએ રીંછ અને વરૂ ઉભેલાં હોય તેવો ભાસ થયો. તરત ડાબી બાજુએ દૃષ્ટિ કરી તો એક લાંબો નાગ પડેલો જણાયો. તેની હિંમત ખૂટી ગઇ અને મુખમાંથી પોકાર નીકળી પડયો:–

"દેવી, દેવી! બચાવો!" આટલું પોકારી પ્રવાસી તમ્મર ખાઇ ભૂમિ પર પડયો. એજ આર્તનાદની સાથે સિંહ, વાઘ, વરૂ, રીંછ વગેરે એ આગંતુકને જાણે નિર્ભયતાનો આદેશ આપવાની ઇચ્છાથી સ્વભાષામાં ઘૂરઘૂરાટ કર્યો હોય તેમ લાગ્યું; પણ તેટલું સમજવાને પ્રવાસી શુદ્ધિમાં નહતો. ઝૂંપડીની અંદરની વ્યક્તિના કર્ણપટે 'બચાવો' શબ્દ પડયો તે સાથે તે ઝૂંપડી બહાર આવી ઉભી. તત્ક્ષણે વાઘ આગળ આવ્યો અને પ્રવાસી પડયો હતો ત્યાં આવી ઉભો. બહાર આવેલી વ્યકિતએ ત્યાં આવી પ્રવાસીનું નીરિક્ષણ કર્યું તો પ્રવાસી પરિચિત જણાયો. તે બોલી:–

"બેટા, સાવંત થા! અહીં ભયનું નામનિશાન નથી, અહીં અહિંસાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. તારા વસ્તીવાળા પ્રદેશનાં માનવ પ્રાણીઓ કરતાં મારા આ જંગલનાં ઘાતકી અને ક્રુર ગણાતાં જંગલી પ્રાણીઓ મારા આગળ અતિ નમ્ર બની રહે છે. પ્રેમનું અદ્દ્ભુત પ્રેરકત્વ મેં અનુભવ્યું છે."

પ્રવાસીના કર્ણમાં ઉકત શબ્દોએ પ્રવેશ કર્યો હોય તેમ લાગ્યું. ધીમે રહી તે બેઠો થયો. બહાર આવેલી વ્યકિત તેને હાથ આપી ઉભો કરી ઝૂંપડીમાં લઇ ગઇ.

આ પ્રવાસી, તે અન્ય કોઇ નહિ, પણ ઘનશ્યામ હતો. અને વ્યક્તિ તે તેની માતા હતી. પુત્રને ફળાહાર અને જળપાન કરાવી દેવીએ સ્વાભાવિક રીતે પ્રશ્ન કર્યો:

'બેટા, દેશની શી સ્થિતિ છે? અરણ્યવાસ સ્વીકાર્યા પછી આંતરિક પ્રદેશથી હું અજ્ઞાત રહું એ સ્વાભાવિક છે.'

'દેવી, નિરાશાનાં વાદળાં ઘેરાતાં જાય છે. મતભેદનું જોર વધી ગયું છે. સવિનયભંગની તપાસ માટે નિમાયલી સમિતિએ પ્રજા આગળ જે ગોળો ગબડાવ્યો છે, તે એટલો વિઘાતક લાગે છે કે કોઇ પણ કાર્યક્રમ સફળ થવાની આશા રહેતી નથી. દે૦ દાસ અને શ્રી. પંડિત મોતીલાલ નહેરૂ જેવા સમર્થ નેતાઓ મહાત્માજીના કાર્યક્રમનું ઉલ્લંઘન કરી ધારાસભા પ્રવેશનું સમર્થન કરવા લાગ્યા છે.'

'ભલે તેઓ તેમ કરે, પણ ગાંધીજી પ્રત્યે પૂજ્યવૃત્તિ ધરાવનારા તેમના અન્ય અનુયાયીઓએ રચનાત્મક કાર્યક્રમને કેટલે દરજ્જે આગળ ધપાવ્યો છે?' મારે તો તે સંબંધી જે બનાવ બન્યા હોય તે જાણવા છે. ''

રચનાત્મક કાર્યની વાત કરો કે અન્ય કાર્યની વાત કરો. સર્વમાં નિરાશાનાં દર્શન થયાં છે. સમર્થ ગણાતા નેતાઓએ દિશા બદલી છે એટલે પ્રજામાં પણ વિભાગ પડેજ. તેમના તરફ પ્રજાને ઘસડાઇ જતી અટકાવવા ગાંધીજીના વફાદાર સેવકો તન તોડ શ્રમ ઉઠાવી રહ્યા છે; પણ મને લાગે છે કે તેમની શકિતનો સાચા રસ્તે ઉપયોગ કરવાને તેમને અવકાશ મળતો નથી. મહાત્માજીના યરોડા વાસ પછી ખાદીનું પૂર ઉતરી ન જાય તે માટે અનેકવિધ ઉપાય લેવાયા, પરદેશી કાપડ સામે ચોકી પહેરા મુકાયા, વ્યાપારીઓ પાસે પરદેશી કાપડનો વ્યાપાર નહિ કરવાની પ્રતિજ્ઞાઓ લેવડાવવામાં આવી પણ તેમાં યશ

નથી મળ્યો. દારૂનાં પીઠાં પણ પુનઃ ખુલતાં જાય છે. 'બાર ભૈયા અને તેર ચોકા ' જેવી સ્થિતિ ઉભી થતી જાય છે, ત્યાં કયો ક્રમ સફળ થઇ શકે ? સંસ્થાનોમાં હિંદીઓને અળગા કરવા સામે પોકાર ઉઠે પણ આજે હિંદમાંજ અસ્પૃશ્યો માટેની જુની ભાવના શિથિલ થઈ શકતી નથી, લોકોને ગળે એ વિષે કોઇ વાતજ ઉતરતી નથી."

"કોઇપણ પ્રકારનું પરિવર્તન થતા પહેલાં એવીજ સ્થિતિ ઉત્પન્ન થાય છે. મને એમાં ભવિષ્યની સ્થિતિનું દર્શન થઇ શકે છે અને મારી ખાત્રી છે. કે, હિંદની પ્રજા તેને માટે ઘડાઇ રહી છે. આપણા લોકો કોઇપણ બાબતની તાત્કાલિક સિદ્ધિ ઇચ્છે છે; પણ એ શું શકય છે ? એ બાળકની રમત નથી. મુક્તિ માટે આપણા ઋષિમુનિઓએ જન્મોના જન્મ વીતાવી દીધા છે. એ પૂર્વજોની ધીરજનો ખ્યાલ કરે તો તું દીંગ થઇ જાવ. આપણે અધીરાઇનો ત્યાગ કરવો ઘટે છે. અત્યારે તને લોકો પાછા પડતા દેખાય છે; પણ એમાંના કેટલાનાએ જીવનમાં ગાંધીયુગનાં સત્ય સચોટ ચોટી ગયાં હશે. એવીજ રીતે પુનઃ ઉભરો આવશે અને હાલ જે સંખ્યા હશે તેમાં ઉમેરો થશે. વળી બીજું અત્યાર પૂર્વે જે કાર્ય થયું છે તે 'ઝુંબે ઝુંબે' ના આવેશથી થયું છે અને હવે જે થશે તે સંગીનતાભર્યું. થશે 'ઝુંબે ઝુંબે'ની જરૂર હતી પણ હવે તેને વિશેષ પોષણ આપવામાં અર્થ નથી. મને ભય રહે છે કે તું તારા કાર્યથી નિરાશ બની વિમુખ થવાની અણી ઉપર આવતો જાય છે. નહિ, નહિ, એવી કાયરતા બતાવીશ નહિ. આપણે તપ આદરેલું છે. તપ કંઇ વર્ષ બે વર્ષનું ન હોય. જીવનભર તપશ્ચર્યા કરતાં એ કાળ સિધ્ધ ન થાય તો આવતે જન્મ પણ તપશ્ચર્યા કરવાની ભાવનાને વશ રહેવું ઘટે છે."

"હા, દેવી ! તમો કહો છો તેમાં હું અશ્રદ્ધા નથી રાખવાનો-પણ મને લાગે છે તે મારે કહેવું જોઇએ અને તે મેં કહ્યું છે મારા મનમાં બીજું એક એ થયા કરે છે કે, શ્રી કૃષ્ણના કથન પ્રમાણે પ્રભુનો અવતાર થયા સિવાય કશું સાધ્ય થવાનું નથી. એનો એક તાજોજ દાખલો આપું છું. સુરત અને નવસારી જીલ્લાની કાળીપરજમાં દારૂનિષેધ અને આત્મશુદ્ધિનું જે કામ થઇ રહ્યું છે તે અજબ છે. સેંકડો સ્વયંસેવકો જે સિદ્ધ ન કરી શકયા તે કોઇ દેવી પ્રભાવથી એટલુ સરળ થઇ પડયું છે કે ન પૂછો વાત ? એવીજ રીતે અન્ય બાબતો માટે થાય તોજ હિંદનો ઉદ્ધાર સંભવે છે. માનવ પ્રયત્નથી કંઇ નહિ થાય ?"

"શાસ્ત્રો અને પુરાણોના અભ્યાસકોની દૃષ્ટિએ હું તારા કથનનું વિવરણ સહેલાઇથી કરી શકીશ." દેવીએ કહ્યું; "તું એટલું તો માનીશને કે, રામ, કૃષ્ણ, શંકર આદિના અવતારો થતા પૂર્વે તેમના કાર્ય માટે દેવો અગાઉથી અવતાર લેતા હતા અને માનવ રૂપે પોતાની ફરજ બજાવતા હતા. પ્રભુએ પોતેજ અવતાર લેવો જોઇએ કિંવા તે લે છે એ વાત મને માન્ય નથી પણ તે જો સાચી હોય તો હાલના કાર્યકર્તાઓ, આત્મ શુદ્ધિના સંચાલકોને પ્રભુએ અગાઉથી મોકલી આપ્યા છે એમ માનવાને શો વાંધો આવે તેમ છે ? કંઇજ નહિ ? હા, પણ કાળીપરજમાં તું દૈવી પ્રભાવની વાત કરે છે એ શું ? હા, તેમનામાં બહુ સારૂ કાર્ય થયું છે એ તો હું જાણું છું; પરંતુ દૈવી પ્રભાવ જેવું એમાં શું જણાયું છે ? કાર્ય અતિ ઝડપથી થયું છે એજ કે બીજું ?"

"ત્યારે તમે સત્ય બીનાથી અજાણ છો. દારૂ નિષેધ અને આચાર વિચારમાં એ કામ પ્રગતિમાન થતી જતી હોય તો તે જે

"દેવી' 'માતા' પૂર્વે મરઘાં કૂકડાં, ઘેટાં બકરાં અને પાડા જેવાં પશુ પક્ષીનું બલિદાન લઇ તથા મદ્યપાનનો સ્વીકાર કરી રાજી થતી હતી. જે 'શક્તિ' મદ્યમાંસથી શિષ્યવર્ગનું કલ્યાણ કરતી હતી તેજ દેવી-માતા-શક્તિ ભકતજનના શરીરમાં આવી ફરમાન કરવા લાગી છે કે, 'મદ્યનો ત્યાગ કરો, માંસનો સ્પર્શ ન કરો, દિવસમાં ત્રણ ત્રણ વખત સ્નાન કરો, મરઘાં કુકડાંને જંગલમાં છુટાં છોડી મુકો. ગુલામીમાંથી મુકત થાવ, રજસ્વલા ધર્મનું પાલન કરો અને જ્યાં જ્યાં એ સર્વનો ભંગ થતો હોય ત્યાં ત્યાં દૃષ્ટિ સરખી ન કરો ! એક બે નહિ પણ મેં મારી જાતે એવા દસ પંદર બનાવ જોયા છે."

"શું કહે છે ?"

"ખરૂં કહુ છું. તમારા માન્યામાં નથી આવતું ? સાંભળો, જે કંઇ મારા જાણવામાં આવ્યું છે તે કહી દઉં છું. એ લોકોમાં એવી માન્યતા ચાલે છે કે, ડુંગરમાંથી દેવી હિંદમાં વિચરવા નીકળ્યાં છે અને તે જે કોઇ ભકત હોય છે તેના અંગમાં આવીને આદેશ આપે છે. વળી તે એમ પણ કહે છે કે, આ આદેશનો જે કોઇ ભંગ કરશે 'તેનું સત્યાનાશ જવાનું છે. હું તો તેને કંઇ કરવાની નથી; પણ મારી મોટી બેહેન પાછળ છે તે તેવાઓની ખબર લઇ નાખશે.' પરિણામે એ ગરીબ પ્રજા પારસીઓના જૂલમમાંથી મુકત થવા લાગી છે અને સ્વયંસેવકોથી જે પીઠાં બંધ થયાં હતાં તે તો પાછાં ચાલવા લાગ્યાં પણ અહીં તો એવા પ્રકારના પ્રયત્ન વગર બંધ થવા લાગ્યાં છે. એટલુંજ નહિ પણ સરકારને પોતે બંધ કરવાનાં ફરમાન કહાડવાં પડયાં છે."

"અરરર, મારા પ્રયત્નને છેવટે આમ 'ચમત્કાર'ની સ્થિતિ પ્રાપ્ત થઇ ? ત્યારે તો જરૂર વહેલાં મોડાં એ સ્થિતિને શિથિલતા પ્રાપ્ત થવાનીજ."

"તમારો પ્રયત્ન ? એ હિલચાલ તમને આભારી છે ?"

"હા, ભાઇ હા ! જો, પણ દૂર શાનો ધ્વનિ સંભળાય છે ?"

"ભજન કીર્તન જેવું લાગે છે."

"બરાબર, એ લોકોનો આવવાનો વખત થયો છે. એ ટોળી કાળીપરજ ગણાતા માણસોનીજ છે."

"માજી મને કલ્પનાએ ન હતી કે તમે આવું અનુપમ કાર્ય સિદ્ધ કરવામાં રોકાયાં હશો હું અને પિતાજી એમજ સમજતા હતા કે, જગતનાં વ્યવહારનાં ક્ષોભથી તમે કર્મયોગમાંથી હાથ ધોઇ નાખ્યા છે. ધન્ય છે, ધન્ય છે, દેશમાં તમારા જેવાં થોડાંજ સ્ત્રી પુરૂષો આવી રીતે કાર્ય કરવા મંડી પડે ત્યારે તો ગાંધીજીની ગીરફતારી પછી જે નિરૂત્સાહનાં મોજાં ફરી વળ્યાં છે તેનો લોપ થયા સિવાય ન રહે."

"પણ મને આમાં એક વાત માટે ખોટું લાગે છે. દેવીના નામથી દૈવી ચમત્કારના પરિણામે આચારમાં મુકાતી વાતમાં બુદ્ધિભેદ કરનારાઓ સહેલાઇથી ઝેર ભેળવી શકશે. વળી એ રીતે કામ કરવાનો મારો હેતુજ ન હતો. મને એ બાબતની અત્યાર સુધી ખબર ન પડી એ પણ ઓછું આશ્ચર્યજનક છે ? હરિ ! હરિ !"

"પ્રભુની એવીજ ઇચ્છા હશે. એમાં ખોટું માનવાને કારણ નથી. હું પણ હવે તો તમારી સાથે રહી એ કામને આગળ વધારવામાં સહાયભૂત થવા ઇચ્છું છું."

"તને ખોટું નહિ લાગતું હોય પણ એક રીતે એમાં મારોજ દોષ છે. આવા અરણ્યમાં મને એકલી રહેલી જોઇ તથા વનનાં હિંસક પશુઓ પ્રેમ અને યોગની સિદ્ધિના પરિણામે મારા સમક્ષ પોતાનો ક્રૂર સ્વભાવ વિસરી જઇ વિચરતાં જોઇ તેમની સામાન્ય બુદ્ધિએ

મને 'દેવી' માની લઇ મારા ઉપદેશને ઝીલી લીધો છે. એ અજ્ઞાન અને ગુલામીમાં ઘેરાયલા પ્રજાનો એમાં દોષ નથી. મારે પ્રથમથી તેમની ખાત્રી કરાવવી જોઇતી હતી કે, હું એક તમારી માફકજ માણસ છું. જો ટોળી નજીક આવી પહોંચી છે. જે અવાજ સંભળાય છે તે એક અસહકારી ગ્રેજ્યુએટ છે. એ ભાઇ એ લોકો વચ્ચે રહીને પોતાનું કાર્ય કરે જાય છે. વર્તમાનપત્રોમાં એનું નામ નથી આવતું; પણ દેશસેવામાં એનો ફાળો ભારે છે. એ બોલે છે અને બીજાઓ ઝીલે છે. સાંભળ! સાંભળ! ગાંધીજીની પ્રતે એની કેવી ભાવના છે તે એના કવન ઉપરથી વ્યક્ત થાય છે."

"હમારી કોમને માના હુઆ સરદાર ગાંધી હૈ;
હમારે કાફિલેકા કાફિલા સરદાર ગાંધી હૈ.
ગુંજાયા હૈ જમાને મેં અજબ લલકાર ગાંધી હૈ;
નહીં ડરતા હું દુશ્મનસે મેરી સરકાર ગાંધી હૈ.
હમારી કોમને માના હુઆ સરદાર ગાંધી હૈ;

બસે હુએ ઘર ઉજડ રહે હૈ;
ઉજાડ ગુલશન બને હુએ હૈ;

સીખાકર સત્યાગ્રહ હમકો, દિખાયા હૈયહ દુનિયાકો.
જમાયા જેલેમેં ડેરા ઔર છોડા ઘરબાર ગાંધી હૈ;
હમારી કૌમને માના હુઆ સરદાર ગાંધી હૈ."
"બોલો મહાત્મા ગાંધીકી જય. દેવીનો જય!"

ડુંગરાઓની ખીણો અને ખાડીઓ, કોતરો અને ગુફાઓમાં સર્વત્ર એજ અવાજ ઘૂમી રહ્યો. ટોળી આવી પહોંચી. વારા ફરતી પ્રત્યેકે સુશીલા સમક્ષ દંડવત પ્રણામ કર્યાં. સુશીલાએ આશીર્વાદ

આપી આત્મશુદ્ધિનું કાર્ય કેટલું આગળ વધ્યું છે તે જાણવા ઇચ્છા પ્રદર્શિત કરી.

ગ્રેજ્યુએટ અસહકારીએ જણાવ્યું;

" દેવી ! "

" હાં, હવે મને ' દેવી ' શબ્દથી ન બોલાવતા. તમે જે અર્થમાં એ શબ્દનો ઉપયોગ કરો છો તે આપણા આ અજ્ઞાન બંધુઓના મનમાં નથી. તમારા સંબોધનથી એ લોકોએ મને જગતની આદ્ય શક્તિ, દેવી સમજવાની ભૂલ કરી છે. "

" એમ ! ત્યારે હવે હું એ સંબોધનનો ઉપયોગ નહિ કરૂં. બહેન સરકારના અમલદારોને આ ગરીબ પ્રજાનો નિર્દોષ પ્રયત્ન પણ રૂચતો નથી. એમના ઉપર પારસીઓ જે જુલ્મ કરેછે તેનાથી બચાવવાની પોતાની ફરજ સરકાર નથી જોઇ શકતી. ઉલટું તે પારસીઓની તરફેણ કરી રહી છે. વળી એક દેશી રાજ્યના હાકેમે તો અત્યંધી કરી નાખી છે. બ્રિટીશના અમલદારોને તો કંઇક વિચાર થાયછે પણ તે સત્તાધારીને લેશમાત્ર દેશાભિમાન છે કે કેમ તે વિષે શંકા થાયછે. "

" બાઇ, હવે તમારા દરેક કાર્યકર્તાના મુખે સત્ય સ્થિતિ સમજી લેવા ઇચ્છું છું. મને હમણાં તેટલો વખત નથી. પાંચ સાત દિવસમાં એક દિવસ નક્કી કરી પ્રત્યેક કાર્યકારીને અહીં બોલાવી લો. પછીથી આપણે શું કરવું તે નક્કી કરીશું. અને ઘનસ્યામ ! તું જો ખરેખર કામ કરવા ઇચ્છતો હોય તો તારે મારી સાથે રહેવાની જરૂર નથી. મારી પાસે આ બાઇ છે અને તે પ્રસંગોપાત મને મળતા રહી સહાયભૂત થઇ પડે છે. મારી ઇચ્છા એવી છે કે, તારે ખાદી વિભાગના કામમાંજ મગ્ન રહેવું અને એ માટે બારડોલી તાલુકામાં રોકાઇ જવું.

"માતા, આજ્ઞા શિરસાવંદ્ય છે."

બોલે: "વંદેમાતરમ્ ! મહાત્મા ગાંધીજીની જય ! હિંદ ભૂમિનો જય !" અસહકારીઓ ઍજ્યુએટે જય પોકરાવી અને એક પછી એક સવ નિદ્રા માટે નજીકમાં આવેલા માંડવામાં ચાલ્યા ગયા.

(૨૨)

"ઝુંડા માટે છું કુરબાન,
મરવું કે જીતવું મેદાન,
એકજ, એકજ, એકજ ધ્યાન,
જય જય જય જય હિંદુસ્તાન."

"બસ, ખાત્રી રાખો કે, મારા આજ શબ્દો ગુજરાતના પ્રત્યેક સ્વદેશાભિમાની સ્ત્રી પુરૂષના મનમાં ઘુમે છે. મહાસભામાં મતભેદ ઉઠયા છે, હિંદુ મુસલમાનના ઝઘડા સર્વત્ર ચર્ચાય છે પણ અન્ય પ્રાંતો જેટલું અમારે ત્યાં એને સ્થાન નથી. અને કહું છું કે દેશને તમે આવ્હાન કરો દેશ રાષ્ટ્રીય ધ્વજની પવિત્રતા જાળવી રાખવાને પોતાના સર્વસ્વનો ભોગ નહિ આપે એમ માનવાને કારણ નથી. ગાંધીજીના સમયે તમારા નાગપુરે અમર સ્થાન મેળવેલું છે, અહિંસાના આદેશનો ધ્વનિ તમારાજ નાગપુરમાંથી દેશને પહોંચાડવામાં આવ્યો હતો અને એજ નાગપુરને આજે રાષ્ટ્રધ્વજનું ગૌરવ સાબીત કરવાનો સમય આવી મળ્યો છે."

આ શબ્દો મુંબઈથી અમદાવાદ જતી એક્સપ્રેસ ટ્રેનમાં એક કંપાર્ટમેંટમાં બેઠેલા પાંચસાત માણસો વચ્ચે સર્વાંગે શુદ્ધ ખાદીથી સજ્જ થયેલા યુવકના મુખમાંથી નાગપુરી યુવકને ઉદ્દેશીને નીકળ્યા અને તે સાંભળી મિશ્ર સ્વદેશીના એક હિમાયતીએ કહ્યું:—

"એક ધ્વજ લઇને જાહેર રસ્તે ફરવાને અટકાવ થયો તેટલા ખાતર સામે થવું એતો શક્તિનો અપવ્યય કરવા સમાન છે. દેશમાં

બીજું કામ શું ઓછું પડયું છે કે ક્ષુલ્લક કારણ સારૂ ત્રાસ વ્હોરી લઇને અન્ય ઉપયોગી કાર્યને પડતું મુકવું ? અસહકારીઓને કંઇને કંઇ નિમિત્ત પકડીને અથડામણમાં ઉતરવાની આદત પડી ગઇ છે."

"માફ કરજો સાહેબ, હું તમારા વિચારોને પસંદ નથી કરી શકતો. જે પ્રજા રાષ્ટ્રધ્વજનું માન જાળવી ન શકે, જે પ્રજા રાષ્ટ્રધ્વજનું અપમાન સહન કરે, તે પ્રજા જગતમાં જીવવાને લાયક નથી. હું તો આગ્રહપૂર્વક કહું છું કે એને માટે મરી પીટવું પણ એને નીચો તો નજ પડવા દેવો. તમે મારા તરફ આંખો શા માટે કહાડો છો ? મારાં કોટ પાટલુન જોઇને તમે રખે સમજતા કે રાષ્ટ્ર-ધ્વજને હું માનતો નથી. હું ખ્રિસ્તી છું એટલે મારૂં વલણ ખ્રિસ્તી પ્રજા તરફ રહે છે છતાં ગાંધીજીએ જે અહિંસાનું ભાન કરાવનાર રાષ્ટ્રધ્વજ નિર્માણ કર્યો છે તેનું રહસ્ય હું સમજી શકું છું. રાષ્ટ્રધ્વજની તકરાર વિષેના સમાચાર મેં ધ્યાન પૂર્વક વાંચ્યા છે અને તે ઉપરથી એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, સરકારે હિંદની પ્રજાનું સખતમાં સખત અપમાન કર્યું છે."

" શાબાશ, શાબાશ ! ત્યારે તો તમારે પણ ખાદીના વસ્ત્રો ધારણ કરી શુધ્ધ સ્વદેશીના પુજારી થવું જોઇએ એ હિંદનુ અત્યારે રાષ્ટ્રીય ચિન્હ છે. સરકાર એના પ્રત્યે ચીડાય છે એમાં શું તમને અન્યાય નથી જણાતો ?" એક ખુણે બેસી રહેલા એક બાવાએ પ્રસંગ જોઇ બે શબ્દ કહી નાખ્યા.

" નહિ, ખાદીથી સ્વરાજ મળે એમ હું નથી માનતો, પણ સરકાર તેના તરફ અણગમો બતાવે એ વાત તો મને નથીજ ગમતી. ખ્રિસ્તી ગૃહસ્થે કહ્યું; " તે ગમે તેમ હો, પણ નાગપુરની સરકારના ધ્વજ વિષેના ફરમાનથી મને ઘણું માઠું લાગ્યું છે. અને તેની ખાત્રી

માટે હું આજેજ એ અન્યાય ભર્યા હુકમની સામે થવા સુરતથી ટ્રેન બદલીને નાગપુર જવાની પ્રતિજ્ઞા કરૂં છું. તમે ખાદી વિષે સૂચના કરી છે તે માટે આભારી છું અને હવે હું તેજ ધારણ કરીશ."

"વંદે માતરમ્" પ્રથમનો યુવક પોકારી ઉઠયો. વાચક એ અન્ય કોણ હોય ? ઘનસ્યામજ હતો.

એટલામાં સુરત સ્ટેશન આવી પહોંચ્યું. કંપાર્ટમેન્ટ ખાલી થઇ ગયું, ઘનસ્યામે પણ નાગપુર જવાનો વિચાર કર્યો હતો. તેણે અને ખ્રિસ્તી યુવકે નાગપુરની ટ્રેનની વાર હોવાથી એકાદ કલાક બન્નેએ સ્ટેશન પર ગાળ્યો. વળી વિચાર કરતાં ઘનસ્યામે તેને એક દિવસ સુરત રોકાઇ જવા ભલામણ કરી. તે તેણે સ્વીકારી લીધી અને બન્ને શહેરમાં જવા ગાડીઓના રહેઠાણ આગળ આવ્યા.

ત્યાં આવતાંજ બાગ આગળ અસંખ્ય માણસોની મેદની નજરે પડી, શું છે તે જોવા બન્ને ભીડમાં સામેલ થયા. તો ટ્રેનમાં જે નામ-પુરીને ઉદ્દેશી શરૂઆતનાં વાકય કહાડયાં હતાં તે યુવક ભાષણ કરતો જણાયો. એક ચિન્તે તેના શબ્દો સાંભળવા તેમણે પ્રયત્ન કર્યો તો એજ સમયે બુલંદ સ્વરે તેમના કર્ણમાં નીચેની શબ્દધારાએ પ્રવેશ કર્યો હતોઃ—

"મારા દેશ બંધુઓ, હું તમને શું કહું. માતૃભૂમિને માટે શહીદ થયેલા એક વીરાત્માના શબ્દો સાંભળો. તે દેશ બંધુઓને શો આદેશ આપે છે ? ભાઇઓ, આભ તૂટે કે મેરૂ પડે, પણ આપણે આ-દરેલુ સ્વાતંત્ર્ય યુદ્ધ અવિચ્છિન્ન ચાલુ રાખીયે, આપણી રગેરગે દેશાભિમાન પ્રેરતો, આપણા અંતરમાં કોઇ અનેરી રાષ્ટ્રભાવનાનો અગ્નિ સળગાવતો આપણો ગરવો રાષ્ટ્રધ્વજ શું આપણે પડવા દઇશું ? જ્યાંસુધી એક પણ શરીર આ ભૂમિમાં ફરીહરી શકે છે, ત્યાંસુધી માતૃભૂમિના ગૌરવને

અખંડિતપણે ઉંચા આકાશમાં ફરકાવનારા એ રાષ્ટ્રધ્વજને એક નહિ, હજાર નહિ, લાખ નહિ, પણ કોટિ કોટિ વંદન હો ! અને આપણા એ ઉજ્વળ અને પ્રાણપ્રેરક ધ્વજને નીચો પાડવાની જ્યાં જ્યાં કોશિષો થાય ત્યાં ત્યાં એક પળ પણ રાહ જોયા વિના પહોંચી જાઓ. તેની આસપાસ પ્રવર્તી રહેલા દુશ્મનોના દાવાનળને તમારા પવિત્ર લોહીના ફુવારાનાં જલ સિંચનથી બુઝાવો. પણ એ ધ્વજને નમવા ન દેતા. એને ઉન્નત ફરકતોજ રાખજો. જ્યાં જ્યાં તેને નિમિતે યુધ્ધના કહેણ મળે, ત્યાં એ બીડું વિના સંકોચે ઝડપી લેજો અને દુશ્મનોની છાતી સામે એ ધ્વજને ઉન્નત રાખીને તેને લળી લળીને નમજો. અને વિજયની સંધ્યા સમયે કે મોક્ષના ઉષઃકાળમાં એ ધ્વજ દેવના પૂજન અનેયશોમાન રખે ચૂકતા કોઇપણ સંજોગોમાં, કોઇપણ કાળે એ રાષ્ટ્ર-ધ્વજની ઝંખના કર્યાં કરજો, તેનો એક સરખો જાપ જપ્યા કરજો અને અને તમારા અન્ય દેશબંધુઓના હૈયામાં છુપાયલો—ઝાંખો પડેલો પ્રાચીન દેશાભિમાનનો અગ્નિ સચેત થતા સુધી, માતૃભૂમિ પ્રત્યેની કર્તવ્યભાવના જાગૃત થતા સુધી, અને તેની ખાતર મરી ફીટવાની ધગશ પેદા થતા સુધી, સમરાંગણ કદી ના છોડશો. અને તેમ થતાં વિશ્વની બીજી સ્વતંત્ર પ્રજાઓમાં આપણી જીવંત પ્રજાનું સ્થાન—સમોવડીયું છતાં ઉન્નત સ્થાન—અચૂક છે, એ ખાત્રી રાખજો. પ્રિય-બાંધવો ! હું તમને નાગપુરની લડતને અખિલ હિંદની લડત બનાવી દેવાને આવ્હાન કરૂં છું. આવો, આવો ! અને તમારાં શૌર્ય બતલાવી હિંદભૂમિના ગૌરવ રાષ્ટ્રધ્વજને ઉચ્ચ આકાશમાં ફરકાવો ! ભાઇઓ હું પુછું છું કે નાગપુરની લડતમાં બલિદાન આપવાને શું તમે તૈયાર નથી ? (તૈયાર છીએ, તૈયાર છીએના અવાજ) ત્યારે વિલંબ

ન કરો, પ્રાંતિક સમિતિમાં નામ નોંધાવો અને આદેશ મળે તે વખતે કૂચ કરો!"

જનતા ઉપર જાદુભરી અસર થઇ. સવ કોઇના મુખે એ વિષેજ વાતો થવા લાગી. ઘનશ્યામ અને પેલા ખ્રિસ્તી યુવકે પ્રાંતિક સમિતિની કચેરી તરફ પ્રયાણ કર્યું. ત્યાં જઈ તેમણે સ્વયં-સેવક તરીકે પોતાનાં નામ નોંધાવ્યાં.

(૨૩)

થોડાજ દિવસમાં ગુજરાતની ટુકડી નાગપુર ખાતે પહોંચી ગઇ અને

ઉંચે આસ્માનમાં ઉડનો, અનેરા ભાવ કૈં ભરતો;
ફીરસ્તો શાંતિનો એ તો, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો,
પુરાણી સંસ્કૃતિ-કીર્તિ, હૃદયનાં પ્રેમ ને ભક્તિ;
સકળ સંમાનની મૂર્તિ, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો,
નહિ નામી શકે દુશ્મન, ભલે મુર્દાં પડે લાખો;
ફરકતો એ સદા રહેશે, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો,
સુણીને સાદ ઉતરશે, વીરોની ફોજની ફોજે;
અમૂલા પ્રાણ પાથરશે, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો,
સનન કરતી છૂટી ગોળી, હસીલી ફૂલની માની,
ઝીલી જયનાદ ત્યાં ઉઠશે; ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.
વધ્યા જળ ધોધ શું અટકે? છૂટેલાં બાણ શું વળશે?
ચઢયો તે શું કદી પડશે? ત્રિરંગી રાષ્ટ્રધ્વજ મારો.

એ કાવ્ય સહ કુચ કરતાં નિશ્ચિત થઇ ચુકેલી સજા મેળવી કૃતકૃત્ય થઇ. એમાં ઘનસ્યામ અને ખ્રિસ્તી યુવક પણ હતા. એ બન્ને પાકા મિત્ર બની ગયા હતા. એટલુંજ નહિ પણ બન્નેના વર્તનથી જેલર એટલો ખુશ થઇ ગયો હતો

તેમને પોતાના બંધુ સમજી તેમને કોઇપણ પ્રકારની અડચણ કે દુઃખ ન પડે તે માટે તે પોતાથી બનતું કરતો. આથી ઘનશ્યામને જેલના જુલ્મનો જાતિ અનુભવ મળ્યો નહિ, પણ તે બીજાઓની થતી દુર્દશા જોઇ શકતો હતો અને તેથી એક દિવસે તેણે જેલરને બે ઘડી વાત કરવા વિનંતિ કરી. જેલરે ખુશીથી તે સ્વીકારી લીધી.

"ભાઇ શું સરકાર એમ સમજે છે કે જૂલ્મથી દેશાભિમાન નાબુદ કરી શકાય છે ?"

"એમાં શો શક ?"

"તમારી સરકાર છક્કડ ખાઇ જશે. ખાત્રીથી માનો કે, તલવાર બંદુક કે તોપના ગોળાથી સામ્રાજ્ય નભાવવાના અને તેનું રક્ષણ કરવાના સ્વપ્ન ઉડી ગયાં છે અને એ વિનાશની આગમાં બળી મરવું નકામું છે."

"ઇતિહાસનો અભ્યાસ કરી જુઓ અને પછી વાત કરો તો ઠીક. કહો તો હું તમને ઇતિહાસનાં પુસ્તક પુરાં પાડું. તમે ભાવનાભરી વાતો કરો છો પણ વ્યવહાર અને ભાવનાને બહુ ઓછો સંબંધ છે."

"અંગ્રેજોનો ઇતિહાસ લોહીથી ટપકતો છે અને તેમના હસ્તે ચિત્રાયલાં પુસ્તકોમાંથી હું મારા મનમાં રમતી ભાવનાનો વિજય મેળવવા ઇચ્છતો નથી; કિન્તુ અમારા શાસ્ત્રોમાં પવિત્ર અને દઢ ભાવના આગળ મેરૂના મેરૂ તૂટી પડ્યા હોવાનાં અનેક દષ્ટાંતો મોજુદ છે."

"તમારી લડતની નૈતિક પદ્ધતિ માટે મને માન છે; પણ એથી ધાર્યો વિજય મેળવવાની આશા રાખતા હો તો

તે વ્યર્થ છે. આજે નાગપુરની જેલ તમારા પક્ષના માણુસો ઉભરાવી શક્યા છે, પણુ જો અહીંની સરકારે પંજાબની સરકારની નીતિ ધારણુ કરી હોત તો આટલા માણુસો આગળ આવત કે કેમ એ વિષે મને તો શંકાજ છે."

"હજુ શંકા? અકાલીઓનો ઇતિહાસ શું તમારી માન્યતા ખોટી પાડી શકતો નથી?"

"બેશક, તેઓ મરદાનગીભરી લડત લડયા છે; પણુ એથી તેઓ વિજય મેળવી શક્યા નથી."

સરકારે પોતે એ લડત બંધ પડી જાય તેવી ગોઠવણુ કરી તોયે તેમ માનો છો?"

સરકારે કંઇજ કર્યું નથી. અકાલીઓએજ ગોઠવણુ કેમ નહિ કરી હોય?"

"અકાલીઓની પ્રબંધક કમિટીની એ વિષેની પત્રિકાઓનો સરકાર જવાબ આપી શકી નથી એ તમે જાણુતા નથી ત્યારે?"

"માની લો કે, તેમણે વિજય મેળવ્યો છે; તમારા માર્ગથી સરકાર ડરી જાય એવી આશા ન રાખશો."

"જોઇએ છીએ શું થાય છે તે!"

"જોવા જેવું કંઈ નથી. મારે તમને જણાવવા જેવી એક વાત છે. પરમ દિવસે ધારાસભામાં બહુ મતે ધ્વજની લડતમાં પકડાયલાઓને છોડી મુકવાનો ઠરાવ પસાર થયો છે તેને કદાચ સરકાર માન આપે એ બનવા જોગ છે."

"ધારાસભા! અને તેમાં ઠરાવ પસાર થયો! વિનિતો શુદ્ધિમાં આવ્યા જણાય છે. જુઓ, શુધ્ધ લડતની નૈતિક અસર વિરોધીઓ ઉપર કેવી થાય છે તે તમે આમાંથી જોઇ શકશો."

આ લડતના કેદીઓને સરકાર છોડી મૂકે એમતો હું પણ ઇચ્છુ છું; પણ તેનું કારણ તમે ધારો છો તેથી જુદું જ છે. સરકારે ભાભટા અને રખડેલ માણસો પર મુકાતા આરોપ મુકવાનું પગલું ભર્યું છે, તેને અન્યાય ભર્યું લાગે છે તેથીજ હું તમોને છૂટા થયેલા જોવા ઇચ્છું છું."

એજ વખતે ધ્વજના કેદીઓને એક અઠવાડિયા પછી છૂટા કરવાનો ગુપ્ત હુકમ એક પટાવાળાએ જેલરના હાથમાં નિખાલસ મનથી મૂક્યો. જેલરને ખ્યાલ રહ્યો નહિ. તેણે તત્કાલ ઘનશ્યામ અને તેના સોબતીઓને મુબારકબાદી આપી સરકારનો નિર્ણય જણાવ્યો.

"જેલર સાહેબ, આ અમારો વિજય છે. અમારી અને તમારી માન્યતામાં ફેર છે, પણ મારી ખાત્રી છે કે ભારતના અસહકારના વિજયનો ઉષ:કાળ કયારનો શરૂ થઇ ગયો છે, ભારતને પુનર્જીવન પ્રાપ્ત થઇ ચુકયું છે અને એક દિવસે જગત જોઈ શકશે કે અહિંસાત્મક અસહકાર કદી પણ નિષ્ફળ થઇ શકતો નથી."

"સાહેબજી! સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ આવવાના છે એટલે જવું પડશે. 'ગુડબાઈ'!" એમ કહી જેલર ચાલ્યો ગયો:—

અને કેદીઓએ પોકાર કર્યો "મહાત્મા ગાંધીની જય!"

નાગપુરની રાષ્ટ્રીય ધ્વજની લડતનો અંત આવે કેટલાક મહિના થયા હતા. જેલમાંથી છૂટયા પછી ઘનશ્યામ, માતા સુશીલાને પુનઃ મળીને બારડોલી તાલુકામાં રચનાત્મક કાર્ય કરવામાં મગ્ન થઇ રહ્યો હતો. હવે તેની શ્રદ્ધા અચલ બની હતી. એનું હૃદય કહેતું હતું કે, આ કાર્યક્રમથીજ પ્રજા સરકારની ગોળીઓ ઝીલવાને તત્પર થઇ શકશે; અને પ્રજા એટલી તૈયારી પર આવશે એટલે તો કર નહિ ભરવાનો સામુદાયિક સાવનય ભંગ સફળ થશે અને જગતભરમાં હિંદની નૈતિક

ગ્રતા વ્યાપી જશે. બ્રિટનના સાબુત કાંડાં બાવડાં હીસાં દસ થઇ જશે. બીજી તરફ સુશીલાને ઘણા દિવસથી રામનારાયણનાં દર્શન થયાં ન હતાં તેથી થોડા સમય માટે તેણે મદ્રાસીને સૂતી મુકવાનો સંકલ્પ કર્યો. તપાસ કરતા રામનારાયણ બોરસદ સત્યાગ્રહ છાવણીમાં હોવાની ખબર મળી. ઘનશ્યામને આણંદ જવાના સમાચાર પહોંચાડયા એટલે તે અગાઉથી બોરસદ પહોંચી ગયો. ત્રીજે દિવસે આગાસના સ્ટેશને સુશીલા આવી પહોંચી. ત્યાં રામનારાયણ અને ઘનશ્યામ હાજર હતા. સુશીલાએ ઉતરીને તરત પતિના ચરણમાં મસ્તક નમાવ્યું. રામનારાયણ પણ સુશીલાને ભેટી પડયો. ક્ષણવાર નિસ્તબ્ધતા વ્યાપી ગઇ; પછી તે ત્રણે એક ગાડીમાં બેઠાં. ગાડી ચાલુ થતાં સુશીલાએ પ્રશ્ન કર્યો:—

" બોરસદની લડતની બહુ બહુ વાતો રસ્તામાં સાંભળી પણ મને તેનો યથાર્થ ખ્યાલ આવ્યો નથી. "

ઘનશ્યામ ચૂપજ બેઠો હતો. રામનારાયણે જવાબ આપતાં કહ્યું:—

" અહીંની પ્રજા ઉપર સરકારે પોલીસનો કર નાંખ્યો છે. વર્ષો વહી જવા છતાં અહીંના પ્રખ્યાત બારવટીયા બાબરને પકડવામાં સરકાર હારી ગઇ ત્યારે તેણે પ્રજાનેજ બહારવટીયાને મળી ગયેલી માની વધારાની પોલીસ ગોઠવી તેનો ખર્ચ કર નાખી વસુલ કરવાનો નિર્ણય કર્યો છે. લોકો એને હઇડીયા વેરો કહે છે. અઢાર વર્ષની ઉમરે માણસને હઇડીઓ ફૂટે છે અને અઢાર વર્ષની ઉપરનાં સર્વ સ્ત્રી પુરૂષને એ કર લાગુ છે. એમાંથી એકે કોમને મુક્તિ મળેલી નથી. કેટલાક એને ઔરંગઝેબનો જઝીયા વેરો પણ કહે છે. "

" અહીંની પ્રજા એ કર નહિ આપવાની લડત જીરવી શકવા જેટલી તાકાત ધરાવે છે ખરી? મને તો ધાસ્તી છે કે, લડત

સાંગોપાંગ પાર ન ઉતરે અને કદાચ નાગપુરની લડતના નિર્ણય વિષે એમત થાય તો પ્રજાની અસહકારના સિદ્ધાંત વિષેની શ્રદ્ધા તદ્દન નાશ પામી જવાનો વખત આવશે."

"આ પ્રજાને માટે આ કંઇ પહેલોજ અનાવ છે એમ નથી. અન્યાય, જુલ્મ અને અનિયનિત સત્તા સામે આ તરફની પ્રજાએ અનેક વાર સરકાર સામે મસ્તક ઉંચકેલાં છે. અત્યારે જો કે એનાં શરીર સૂકાયા છે પણ પ્રાણુ લીલો અને તાજો છે. એની પરાપૂર્વની સંસ્કૃતિનો ઇતિહાસ ઉજ્વલ છે. સ્વમાન અને આબરૂ આગળ એ પ્રજાએ પ્રાણુ વહાલા નથી ગણ્યા. એ માટે મરી જવું એતો એને મન રમત છે. અને અપ્રકટરીતે તો કેટલાયે લોકોએ પ્રાણુને સોંઘા કરી નાખ્યા હશે. આ ભૂમિ ક્ષત્રિયોની ગણાય છે અને મારે હિસાબે ગુજરાતનું સ્પાર્ટા છે. પ્રસંગ આવ્યે એણે પોતાનું પાણી જવા દીધું નથી."

"પૂર્વનો ઇતિહાસ જાણીને એટલું વજન આપવામાં ભૂલ થવાનો સંભવ છે. રાજસ્થાનના રજપુતોનો ઇતિહાસ કેટલો શ્રેષ્ઠ છે? પણ આજે તે કેવી હાલતમાં છે"

"ગમે તેવી હાલતમાં હોય તેથી શું? આ લોકોમાં હજી ક્ષાત્ર તેજ મરી નથી ગયું. તું એક વખત અવલોકન કરી લઇશ એટલે તારી ખાત્રી થશે. એમની આંખની કીકીમાં, મુછના મરોડમાં કપાળની ભવ્યતામાં કે આખા શરીરના બાંધામાં ક્ષત્રીઅતા ચિન્હ હજુ પણ બારીકાઇથી જોનારને જણાયા સિવાય નહિ રહે. ધારાળાનાં ધારીઆં અને ડાંગો, પાટીદારોના હુકકા કસુંબા, મુછ આગળના થોભીયા અને દાઢ, ક્ષત્રીઓના રીવાજનો ખ્યાલ આપ્યા સિવાય નહિ રહે. એ લોકોનો સ્વભાવ પણ તેજી અને તીખો છે."

"ત્યારે તો તોફાનનો સંભવ ઝાઝો ગણાય!"

"પણ એ સ્વભાવનો ઉપયોગ ન કરવાનાં વ્રત લઇનેજ તેઓ આ લડતમાં ઉતર્યા છે. વળી શુરવીર પ્રજા જ અહિંસક રહી શકે છે એ પણ નક્કી વાત છે. એને માટે અકાલીઓનું દૃષ્ટાંત બસ છે."

"અમલદારો તેમના એ સ્વભાવથી અજાણ્યા નહિ જ હોય. આથી એમજ લાગે છે કે, સરકાર સત્તા આગળ સાન ખોઇ બેઠી છે. અને શું કરવું અને શું ન કરવું એ સૂઝતું નહિ હોય. પાંચ વર્ષ પર જમીન મહેસુલ નહિ ભરવાની લડતમાં સરકારને છક્કડ ખવડાવેલી તે સરકાર એની તાકાતને ભૂલી જાય છે એ હિંદને માટે સદ્‌ભાગ્યની વાત છે."

"જરૂર. ૧૯૨૧–૨૨માં જેમ હિંદમાં સર્વત્ર બારડોલીની વાતો સંભળાતી તેમ આજે બોરસદને માટે સમજવું. લોકોના ઉત્સાહનો પાર નથી. અને ગામડે ગામડે, ઝુંપડે ઝુંપડે, ઝાડે ઝાડે અને પાંદડે પાંદડે એ ઉત્સાહ રેલતો અને ટપકતો જણાશે. માથે બેડું લઇને પાણી ભરવા જતી સ્ત્રીઓની વાતમાં, સ્લેટ ચોપડા લઇને ભણવા જતાં નિશાળીયાંની વાતમાં કે ઢોર ચારતાં ગોવાળીયાંની વાતમાં, કોસ ખેંચતા ખેડુતની વાતમાં કે તમાકુના પીલા કાઢતા મજૂરોની વાતમાં, ગજ કાતર લઇ કાપડ કાપતા વાણીયાની વાતમાં કે કલમથી નામુ લખનાર મહેતાની વાતમાં, ઘરમાં રાંધતી સ્ત્રીઓની વાતમાં કે છોકરા રમાડતાં ડોસા ડોસીઓની વાતમાં, ખેતરોમાં કે ચોટામાં સર્વત્ર સત્યાગ્રહની અને હઇડીઆવેરાની અને જપ્તીઓમાં લેવાતી વસ્તુઓનાં વર્ણન અને જપ્તીદારોના જૂલ્માટ સંભળાશે ?"

"પ્રભુ, આ લડતમાં વિજય અપાવી ભારતની પ્રજાની ખાત્રી કરાવે કે પુનર્જીવન પ્રાપ્ત થઇ ચુક્યું છે."

"વધુ મળ્યા સિવાય નહિ રહે. દરબાર શ્રી ગોપાળદાસ અને તેમના સહાયકોની કાળજી અદ્દભુત છે. બોરસદની વ્યવસ્થાનો મેં બનતો ખ્યાલ આપ્યો છે વ્યવસ્થા ઉત્તમ છે. આખોય બોરસદ તાલુકો અને આણંદ તાલુકાના જથા બાંધી દીધા છે. જથાને થાણું કહેવામાં આવે છે. થાણું બહુધા મોટા ગામમાં રાખેલું હોય તે મધ્યવર્તી હોય છે. એ થાણા ઉપર એક જવાબદાર સ્વયં સેવક રોકવામાં આવેલો હોય છે તેના હાથ નીચે પાંચ સાત સ્વયં-સેવકો આજુબાજુનાં ગામડાંમાં ચોકી રાખે છે. મુખ્ય થાણું બોરસદ રાખ્યું છે. દરબાર શ્રી ગોપાળદાસ અને વલ્લભભાઈ વગેરે ત્યાં રહે છે. દરેક ગામમાં દરરોજ લડતની શું શું બીના બને છે તેનો વિગતવાર રીપોર્ટ દરરોજ ગામડામાંથી છાવણીમાં નિયમીત આવે છે અને તે રીપોર્ટને બરોબર ગોઠવી સાઈક્લોસ્ટાઈલમાં છાપી જપ્તીના દરેક ગામમાં સ્વયંસેવકોને મોકલવામાં આવે છે. બીજાં પત્રોને પણ મોકલવામાં આપે છે."

"એ બહુ સારી વાત છે. એક બીજાની હકીકત જાણમાં આવવાથી લોકો મક્કમ થતા જાય અને ઉત્સાહ વૃદ્ધિગંત થાય ખરો."

"એ સઘળું સ્વયંસેવકોને આભારી છે. સ્વયંસેવકો સાધારણ નથી. ફક્ત યુવાનજ નથી. આવેશ અને ઉત્સાહમાં તણાઈ જનારા નથી ખૂબ કસાયલા છે. અસહકારની અનેક લડતો દારૂ પીકેટીંગ, કાપડ પીકેટીંગ, નાગપુરની લડત વગેરેમાં પારંગત થયેલા સારા ટકા મેળવી ઉત્તીર્ણ થયેલા સ્વયસેવકો છે."

"સ્ત્રીઓ જપ્તીઓથી ડરી જતી નથી ? તેમની ભેંસો અને રાચ રચીલું લઇ લેવાતું હશે ત્યારે તે તો રોકકડ કરી મુકતી હશે."

"બીલકુલ નહિ. આ લડતની ખાસ ખુબી એ છે કે, સ્ત્રીઓ પણ ખૂબ રસપૂર્વક ભાગ લે છે. જપ્તીઓ થતી વખતે સ્ત્રીઓ નીડરતા પૂર્વક જપ્તી કરનારને સવડ આપે છે. એક ડોસીએ મને કહ્યું હતું કે, બાઇ આ પૈસાનો સવાલ નથી પણ આબરૂનો સવાલ છે. સરકારને જે કરવું હોય તે કરે–ભેંસ લઇ જાય, ઘંટી લઇ જાય, ઘરેણાં લઇ જાય પણ અમે અમારા હાથે એક પાઇ પણ ન આપીએ."

"દેવી, આજે મને એક ગરાસીયા મળ્યા હતા." વચ્ચે ઘનશ્યામ બોલી ઉઠયો "તેમની ઉમર ૬૦ વર્ષની હતી. તેમને મેં પૂછયું કે, તમને જેલમાં પુરશે, તમને મારશે. મારશે તો શું પણ મરવાયે તૈયાર છીએ."

"સરકાર પણ ખૂબ મક્કમ બનતી જતી હશે ?" સુશીલાએ પુછ્યું.

મારી દૃષ્ટિએ તો સરકારની નબળાઇ બહાર આવે છે." રામનારાયણે જણાવ્યું અમલદારો જપ્તી કરવા આવે છે ત્યારે મુખી મદદ કરવા ના પાડે છે, રાવણીયા, હવાલદાર અને વેઠીયા પણ એમ ન કરે. કદાચ જપ્તી થાય છે તો માલ ઉઠાવનાર કોઇ મળતો નથી. કેટલાક ગામોમાં જપ્તીમાં ભેંસો લેવાઇ પણ તેને ઓરસદ લઇ જનાર કોઇ મળતું નથી. અમલદારોને રહેવાને ઘર મળતું નથી અને ખાવાને અન્ન મળતું નથી. તેમની સ્થિતિ કફોડી છે. કદાચ એ લોકો દરબાર શ્રી કે વલ્લભભાઇની સહી મેળવવાનો રીવાજ રાખે તો એમનું એ દુઃખ ટળે ખરૂં."

આવી રીતે ચર્ચા થતાં થતાં કેટલીક વારે દૂરથી મકાન દૃષ્ટિએ પડતાં સુશીલાએ પુછ્યું " પેલુંજ બોરસદ કે ? "

ઘનસ્યામે તે તરફ જોઇ કહ્યું; "હા."

"આપણે છાવણીમાં રહેવાનું છે કે ? મારી ઇચ્છા કોઇ ખાનગી સ્થળે રહેવાની છે. હું તટસ્થ રીતે જાહેરમાં આવ્યા સિવાય ગામડે ગામડે ફરીને સ્થિતિ જોવા ધારૂ છું."

"જો કે હું છાવણીમાં રહું છું છતાં મેં એક અલગ મકાન રાખેલું છે ત્યાં રહી શકશો."

થોડીવારે ગામ આવી પહોંચ્યું. ગાડીમાંથી ત્રણે ઉતરી પડયાં, ઘનસ્યામ સુશીલાને લઇ મકાનમાં ગયો અને રામનારાયણ છાવણી તરફ ગયા.

(૨૫)

દસબાર દિવસ ગામડામાં ફરીને સુશીલાએ આજે બોરસદમાં પગ મુકયો હતો. ઘનસ્યામ પણ એટલા દિવસ સુશીલાની સાથે હતો. તેમનું આગમન થતાં રામનારાયણે પ્રશ્ન કર્યોઃ—

"કેમ, શું લાગે છે ?"

"પ્રજા અડગ અને અડોલ છે. નોકરશાહીનાં પુતળાંઓ રંક ઝૂંપડીઓમાંથી અને તવંગરોની હવેલીઓમાંથી જપ્તી પેટે માલ તફડાવી જાય છે. ગરીબ લોકો અનેક અગવડો વેઠી પોતાનું સ્વમાન ગૌરવભરી રીતે જાળવી રાખે છે અનેક પ્રકારની વિપત્તિ સહન કરવી પડે છે, સરકારના માણસો બુધ્ધિભેદ કરવા મથે છે પણ એ બહાદુર લોકો ઇંચ પણ ચસતા નથી." ઘનસ્યામે કહ્યું.

"સરકારી અમલદારોની રીત કેવી છે ? તમે જોઇ શકયાં હશો કે, એ લોકોએ કાયદાને બાજુએ મુકયો છે.'' રામનારાયણે કહ્યું.

"કાયદો એટલે જયાં સુધી નભે ત્યાં સુધી જૂલમ ગુજારવાનું એક શસ્ત્ર જયાં પાછું પડે ત્યાં નોકરશાહી તેની દરકાર કરવાનીજ

નહિ. સરકારી અમલદારો સીપાઇઓનાં ટોળેટોળાં લાવી છુપી રીતે છાપો મારે છે, કલેકટર સાહેબ અને તેમના ઢોલકીઓ સમજુતીઓ પર આવે છે; પરંતુ ક્ષત્રીયોના ઝાંખા પડતા તેજને અહીંની પ્રજા ઝગમગતુ કરી રહી છે. મનસ્વી રાજ્ય હાંકતી અને છટકેલ થઇ ગયેલી સરકારના અમલદારોને વાત વસમી થઈ પડી છે લોકો જપ્તીદારના આગમનની ખબર સાંભળતાંજ નગારાં વગાડે છે અને તેથી સાવધ થઇ જાય છે. પછી તેઓ બારણે તાળાં વાસી સીમમા નીકળી પડે છે અમલદારો પગનાં તળીયાં ઘસી નાખે છે છતાં એમનું ફાવતું નથી." સુશીલાએ સ્વાનુભવ પ્રકટ કરતાં કહ્યું.

રામનારાયણ બોલ્યો; "આટલું છતાં સરકારી ખાતું જણાવે છે કે વેરો પુર જોસમાં વસુલ થઇ રહ્યો છે."

"ડુબતો માણસ તૃણનો પણ આધાર લેવા ઇચ્છે. એણે એના અમલદારોને પુછયું નહિ હોય અગર પુછયું હશે તો અમલદારોએ ખોટી વાત જણાવી હશે, સરકાર ભલેને જપ્તીઓ ચલાવે, ભલેને ગપ ગોળાઓ ઉડાવે, ગમે તે કરે, પરંતુ સ્વમાન અને ઇજ્જત ખાતર બોરસદના લડવૈયા કેસરીયાં કરવાની ધગશ ધરાવે છે, રમણીઓ રજપૂત વીરાંગનાઓની માફક રણમેદાને ઝઝૂમવા હોંસીલી છે." "ઘનશ્યામે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો."

"સરકારની ઇચ્છા ગમે તે હો;" સુશીલાએ કહ્યું પરંતુ જે ચોર લુંટારાના ત્રાસમાંથી પ્રજાને બચાવવા વધારાની પોલીસ ટોકી બેસાડી છે તે ચોરલુટારાઓ પર સત્યાગ્રહની સુંદર અસર થવાનીજ. પોલીસ તદ્દન કાયર નીવડીછે અને સત્ય તથા અહિંસાના મંત્રે જો નિડર બનીને, મિત્ર થઇને એ બહારવટીયાઓની રગે રગમાં ઉતારવામાં આવે

તો આજે જે ભયંકર પરિણામો આપણે જોઇ રહ્યા છીએ તે ન આવે. મહાત્માજીનો આત્મશુદ્ધિનો માર્ગ સાચો છે એ આ સત્યાગ્રહની લડતમાં ચોર લૂટારાઓ ઉપર અલૌકિક અસર થતાં સિદ્ધ થશે. આવો પંથ બતાવનાર આજે યરોડાની જેલમાં છે."

"પ્રજાને સદા હણવાની વૃતિ રાખનારી નોકરશાહી લોકોનું રક્ષણ કરવામાં જે નિપૂણતા બતાવે છે તે વિષે શંકા લેવા જેવું રહ્યું નથીને?"

ઘનશ્યામ બોલ્યો; 'અરે, ચોર લૂટારાઓને તે પકડી શકતી નથી એ તો ઠીક પણ પોતેજ લૂટારાઓને મદદ કર્યા જેવુ બન્યું છે. એ બધી વાત બાજુએ મુકતાં એ પોતેજ ધોળે દિવસે છડેચોક, કાયદાઓને ઘુંદી, મચડી, મરડી, લોકોના ઘરોનાં તાળાં તોડયાં છે, સોનાના દાગીના ઉપડયા છે અને પોતાની પ્રતિષ્ઠાનો દુર્ગ તોડી પાડયો છે."

"વિશેષમાં આપણા માટે સુંદર વાત એ છે કે, ખાદીનો વપરાશ વધ્યો છે અને આત્મશુદ્ધિ વધે છે. આ પ્રસંગે મારા મત પ્રમાણે અસહકારીઓએ રચનાત્મક કાર્યક્રમનો પાયો મજબુત કરી દેવો ઘટે છે, અને એટલું થશે તો દંભી સરકારનો દંભ તોડી પાડી બોરસદની પ્રજા હિંદની મુકિતમાં મહત્વનું સ્થાન મેળવી લેશે. મુરલીધરે કહ્યું.

"જે પ્રજાના નિશ્ચયનાં નિશાન ગામડે ગામડે ગાજે છે, જે પ્રજાની તપસ્યામાંથી કૌવત નીતરે છે અને આઠ વર્ષનાં નાજુક અને નાનકડાં બાળકોને લઇ, ઘનઘોર રાત્રીમાં, ઘરછોડી સીમાડામાં ચાલીજતી સુંવાળી સ્ત્રીઓના અપૂર્વ ધૈર્યમાં ભાવિ વિજયના ડંકા વાગે છે."

આજ સમયે રસ્તા ઉપરથી આવાજ આવ્યો:—

સત્ય અને અહિંસાના તપનો વિજય થયો છે. અને "સરકારે હાર સ્વિકારી વધારાની પોલીસનો કર રદ કર્યો છે."

આ શબ્દો કાને પડતાં રામનારાયણ સુશીલા અને ઘનશ્યામના મુખમાંથી એકજ સમયે ઘોષણા નીકળી પડી "ગાંધીજીની જય !"

ત્રણે એકદમ સત્યાગ્રહ છાવણી તરફ ઉતાવળે પગલે ગયાં.

સરકાર નમી પડી એથી લોકોના આનંદનો પાર ન રહ્યો. તા. ૧૩ મીએ ઘેર ઘેર લોકોએ એ પ્રજામતની જીતથી ઉજાણીઓ કરી. ઘનશ્યામ અને રામનારાયણના હર્ષનો પાર રહ્યો નહિ. લોકોએ રચનાત્મક કાર્યમાં રસભેર ફરી ભાગ લેવા માંડયો, લવાદો સ્થપાઇ, નાતજાત છૂટી, અંત્યજોને અપનાવવા લાગ્યા, ખાદીનો વપરાશ વધવા લાગ્યો, ચરખા અને રેંટીઆ ફરી ફરવા લાગ્યા.

સુશીલા, રામનારાયણ, અને ઘનશ્યામ, પણ રચનાત્મક કાર્યમાં મશગુલ બન્યાં, પણ તા. ૧૩ મીને દિવસે એમનાં મુખ પર ગ્લાનિ છવાઇ ગઇ, એમના હૃદય રડવા લાગ્યાં. આજે પ્રભાત ફાટયે દશેદિશામાં ખબર પડી હતી કે મહાત્માજીના ઉપર વાઢકાપ કામ કરવામાં આવ્યું છે. જેલના જીવનથી એમને 'એપેન્ડીસાઇટીસ' નો ભયંકર રોગ લાગુ પડયો હતો અને તેથી એમને વાઢકાપ કરાવવાની જરૂર પડી હતી. બાપુનું કર્નલ મેડોક તરફ બધાંનો પ્રેમભાવ ઝરતો હતો.

એણે સમયસૂચકતા વાપરી મહાત્માજીના ઉપર વાઢકાપ કરી આણીને વખતે સાચા મિત્રની ગરજ સારી એ માટે હિંદ એને કદીએ ભૂલી શકે એમ નથી. બાપુની બિમારીના સમાચાર જાણવા પ્રજા તલપાપડ રહેતી. દિન ઉગે એની એજ ચિંતા શરૂ થતી. પણ ચિંતાનાં કારણ દૂર થયાં, બાપુનો ઘા રુઝાવા લાગ્યો. બાપુએ સંદેશો બહાર પાડયો કે મારો છૂટકારો આપણે નિશ્ચત કરેલા માર્ગેજ થઇ શકે. ભળતા મુદ્દાઓ માટે છૂટવા હું રાજી નથી.

સરકારે તબીબિ સલાહ લીધી. મહાત્માજીને ૭ મહિનાના આરામની જરૂર હતી, અને જે તબીબિ સલાહ મુજબ મહાત્માજીને તાપમાં ફેબ્રુઆરીએ બીન શરતે છોડી મૂકવામાં આવ્યા.

ઘેરઘેર આનંદના પર્વ મંડાયા, ઉજાણીઓ થઈ, મંદિરોમાં પ્રાર્થના થઈ, મસજીદોમાં બંદગી ગુજારવામાં આવી. ઘેરઘેર દીપમાળાઓ પ્રકટી. પ્રજાની આનંદોર્મિઓ નાચી ઉઠી.

રામનારાયણ, સુશીલા અને ઘનશ્યામ આનંદમય બની ગયાં, એમનાં હૃદયમાં બાપુના આવવાથી અનેરાં ચેતન પૂરાયાં અને ફરી અતુલ શ્રદ્ધા ધારણ કરી એ ગામડે ગામડે ઘુમવા લાગ્યાં.

સમાપ્ત

# અય માતૃભૂમિ તેરે

અય માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક.
માથે પે* તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જિવ્હા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં. અય.
જિસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધુલિકો મૈં, નિજ શીષ પે ચઢાઉં. અય.
માની+ સમુદ્ર જિસકી ધુલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં. અય.
વે દેશ માનવાલે ચડ કર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં. અય.
સેવામેં તેરી બેટોંકો ભુલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં. અય.
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝપર બલિદાન મૈં ચઢાઉં. અય.

*પર; +અભિમાની.

# એક દિન એવો આવશે

એક દિન એવો આવશે
જ્યારે અમીઝરણાં ઝરંતા પૃથ્વીનેય પલાળશે,
એક દિન એવો આવશે.

*કળિકાળમાં બહુ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજ વીર્યથી ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક.
રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ પ્રતાપ ને,
ભૂમિરાજ, યેગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. એક.
શિબિરાજ, ભગિરથરાજ સમ પરમાર્થ જીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને વિસરાવશે. એક.
+પરબ્રહ્મલિપ્ત વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યદેશ ઉદ્ધારશે. એક

આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક.
આ દેહ કાચો ÷કુંભ આત્મા =નિત્ય દિવ્ય પ્રકાશશે,
દઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક.
આ દુઃખ ને ભૂખના પડે પોકાર ચારે દિશાથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વની મંદ મધુરા ચાલશે. એક.
મરુ× દેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળફુલથી લચી સુંદરી સમ એકલી અહીં મહાલશે. એક.
અહીંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઇ ૧રાજ્યના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક.
પૂર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન ૨તકર્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક.

—મગનભાઇ પટેલ.

---

*કળીયુગ, +પ્રભુ ચિન્તનમાં લીન, ÷ઘડો, =અમર, ×મારવાડ, ૧રાજાઓના, ૨ કલ્પ્યા.

